અર્હમ્

# આર્હત જીવન જ્યોતિ

## [ ચોથી કિરણાવલી ]

( ૪ )

સચિત્ર


પ્રયોજક અને સંપાદક

પ્રો. હીરાલાલ રસિકદાસ કાપડિયા એમ્. એ.



પ્રકાશક

જીવનલાલ પનાલાલ

ઇ સ ૧૯૩૬ વીર સવત ૨૪૬૨ વિ સ ૧૯૯૨

[પ્રથમ આવૃત્તિ] મૂલ્ય રૂા ૦-૭-૦. [પ્રતિ ૨૦૦૦

# પિતૃ-સ્મૃતિ

કદી પણ ન વિસરી શકાય એવા

અનેક ઉપકારો જેમણે મારા

ઉપર કર્યાં છે

તે

મારાં સ્વર્ગસ્થ પૂજ્ય માતાપિતાના

સ્મરણચિહ્ન તરીકે હું

આર્હત જીવન જ્યોતિ

પ્રસિદ્ધ

કરું

છું.

જીવનવિલા, મલબાર હિલ,
મુબઈ
ચૈત્ર શુક્લ સપ્તમી,
વિ સં ૧૯૯૦

જીવનલાલ પનાલાલ

# વિષયાનુક્રમ

# આમુખ

ગુજરાતી અક્ષરજ્ઞાન ધરાવતા વિદ્યાર્થીઓથી શરૂ કરી ઉત્તરોત્તર ચઢિયાતી કક્ષાના વિદ્યાર્થીઓને ઉપયોગી થાય એવી અગ્યાર કિરણાવલીઓ તૈયાર કરી આપવાનુ કામ અમોએ પ્રો **હીરાલાલ રસિકદાસ કાપડિયા** એમ્ એ મહાશયને સોંપ્યુ હતું આ કિરણાવલીઓ પૈકી પહેલી ત્રણ કિરણાવલીઓ અમો અત્યાર અગાઉ પ્રસિદ્ધ કરી ચૂક્યા છીએ, અને આજે આ ચોથી કિરણાવલી પ્રસિદ્ધ કરીએ છીએ

પહેલી ત્રણ કિરણાવલીની જેમ પ્રસ્તુત કિરણાવલી પણ અમોએ યોગ્ય સુધારા-વધારા તથા સૂચના માટે જુદા જુદા સાક્ષરો ઉપર મોકલાવી હતી જે સાક્ષરોએ અમોને આ કિરણાવલી જોઇ આપી છે એ બધાનો અમે અહીં આભાર માનીએ છીએ અને ભવિષ્યમા પ્રસિદ્ધ થનાર કિરણાવલીઓમા પણ પોતાનો સક્રિય સહકાર અમને આપવા અમો તેમને વિનતિ કરીએ છીએ

આ ચોથી કિરણાવલી માટેના ચિત્રો શ્રીયુત **અરવિંદે** દોરેલ છે

પહેલી બે કિરણાવલીની જેમ ત્રીજી કિરણાવલી પ્રસિદ્ધ થઇ ગયા બાદ અમોએ તેની નકલો અભિપ્રાય તેમજ સૂચન માટે જુદા જુદા મુનિવરો, વિવિધ પાઠશાળાઓના સચાલકો તથા અન્ય જૈન તેમજ અજૈન સજ્જનો ઉપર મોકલાવી હતી આમાથી જેઓએ અમને પોતાનો અભિપ્રાય મોકલેલ છે તેઓનો અમે અહીં આભાર માનીએ છીએ સાથે સાથે જે પત્રકારોએ ત્રીજી કિરણાવલીની સમાલોચના પોતાના પત્રમા પ્રસિદ્ધ કરી છે એ પત્રકારોનો પણ અમે અહીં આભાર માનીએ છીએ

હાલમા પહેલી, બીજી તથા ત્રીજી કિરણાવલી અહીંની બાબુ પનાલાલ પી જૈન હાઇસ્કૂલમા ધાર્મિક અભ્યાસના પાઠ્યપુસ્તક તરીકે શીખવવામા આવે છે વળી કેટલીક પાઠશાળાઓમા પણ આને સ્થાન આપવામા આવ્યુ છે અને ઇનામ તરીકે પણ આનો ઉપયોગ કરાય છે

આ ચોથી કિરણાવલીમા ન્યૂનતા જણાય તો તે સૂચવવા તજ્જ્ઞોને અમારી ખાસ વિનતિ છે જેથી બીજી આવૃત્તિમા તે તરફ બનતું લક્ષ્ય આપી શકાય

યોજક મહાશયે આર્હત જીવન જ્યોતિને ઉદ્દેશીને તૈયાર કરેલી એક વિસ્તૃત પ્રસ્તાવના, અમારુ વક્તવ્ય તેમજ અભિપ્રાયો હવે પછી એક સ્વતત્ર પુસ્તકરૂપે બહાર પાડવા અમારી ઇચ્છા છે

જીવનવિલા, મલબાર હિલ,
મુબઇ.
તા ૧-૧૨-૩૫

**જીવનલાલ પનાલાલ**

# અનુક્રમણિકા

# પરિશિષ્ટ

# કિરણાવલીઓને અંગે

અત્યાર સુધીમા આર્હત જીવન જ્યોતિના ચાર વિભાગરૂપ ચાર કિરણાવલીનુ સંપાદનકાર્ય થયુ છે એને અંગે બીજો કશો વિશેષ [illegible] ન કરતા એમા જે કંઇ સુધારાવધારા કરવા યોગ્ય જણાય છે તેનુ અત્ર દિગ્દર્શન કરાવવામા આવે છે

## પહેલી કિરણાવલી

| પૃષ્ઠ | પંક્તિ | મૂળ | શોધિત |
|---|---|---|---|
| ૩૨ | ૪ | રૂ એવી રીતે | છ એક જમણી તરફ ને બીજો ડાબી તરફ એવી રીતે |
| ,, | ૫ | છુ આ ચાર | છુ એક નીચે ને એક ઉપર આ ચા |
| ૩૩<br>૩૪ | ૨૧<br>૧-૨ | રસ્તામાથી ખરી જાય | ૦ |
| ૩૪ | ૧૪ | દાદાની | દાદાજીની |
| ૩૬ | ૮ | એક બાજુથી બીજી બાજુ | આપણી ડાબી બાજુથી જમણી બાજુ |

## બીજી કિરણાવલી

| | | | |
|---|---|---|---|
| ૭ | ૭ | મને ઉલટો ચોર | ઉલટો મને ચોર |
| ૨૩ | ૨ | એક | ૦ |
| ૨૮ | ૮ | કરતો હતો | કરતુ હતુ |
| ૫૩ | ૨૪ | ૦ | તુ એને પગે લાગ |

## ત્રીજી કિરણાવલી

| | | | |
|---|---|---|---|
| ૧૧ | ૨૧-૨૨ | ज्<br>ज् | ज्ज् ज्<br>ज् ज् |

| પૃષ્ઠ | પંક્તિ | મૂળ | શોધિત |
|---|---|---|---|
| ૧૨ | ૪–૫ | ग्न घ | घ ग्न ज्ञ |
| | | ज्ज्ञ ज्ज्ञ | ज्ज ज्ज्ञ ज्ज्ञ |
| ૨૧ | ૧૩ | કોળાહળ | કોલાહલ |
| ૨૪ | ૧૪ | આપણે | આપણને |
| ૪૩ | ૪ | ચપા | સુલોચના |
| ૫૨ | ૨ | सन्दिशथ | सन्दिशत |

## ચોથી કિરણાવલી

| | | | |
|---|---|---|---|
| ૨ | ૮ | એને | તેને |
| ૭ | ૨૦ | શુદ | સુદ |
| ,, | ૨૭ | ,, | ,, |
| ૨૪ | ૧૫ | માગવાડી | માણુસ |
| ,, | ૧૮ | માગવાડીએ | માણુસે |
| ૩૨ | ૨ | પહેલા | પહેલા |
| ૪૦ | ૧૯ | શરુ | શરૂ |
| ,, | ૨૦ | શુદ | સુદ |
| ,, | ,, | શરુઆત | શરૂઆત |
| ૪૩ | ૨૧ | પ્રાયશ્ચિત | પ્રાયશ્ચિત્ત |
| ,, | ,, | કાઉસગ્ગ | કાઉસ્સગ્ગ |
| ૭૧ | ૪ | ज्ज | ज्ज |

ભાંડારકર પ્રાચ્યવિદ્યાસંશોધનમંદિર
પુણ્યપત્તન
તા ૧–૧૧–૩૫

હીરાલાલ રસિકદાસ

# ચોથી કિરણાવલી

## કિરણ ૧ લુ. ત્રણ વૈદ્યો

ક્ષિતિપ્રતિષ્ઠિત નગરમા જિતશત્રુ નામે રાજા રાજ્ય કરતો હતો તેને એક પત્ની હતી, અને એકનો એક પુત્ર હતો એ પુત્ર ઉપર રાજાનુ ઘણુ હેત હતુ એક દહાડો તેને વિચાર આવ્યો કે મારા પુત્રને કોઇ દિવસ રોગ જ ન થાય એવી ગોઠવણ કરુ તો કેમ? તેણે તરત જ ત્રણ વૈદ્યોને બોલાવ્યા અને પોતાનો મનોરથ કહી સભળાવ્યો ત્રણે વૈદ્યોએ કહ્યુ કે અમે રોગ અટકાવી શકીશુ એ ઉપરથી રાજાએ દરેકને પોતપોતાની દવાના ગુણ અને દોષ કહેવા ફરમાવ્યુ

પહેલો વૈદ્ય બોલ્યો કે જો રોગ હોય તો મારી દવા ખાવાથી તે નાશ પામે, પરતુ જો ન હોય તો અકાળે મરણ નીપજે

રાજાએ કહ્યુ કે હાથે કરીને પેટમાં શૂળ ઉપજાવવા જેવી તમારી દવા છે, વાસ્તે એની મારે જરુર નથી

ત્યાર પછી તેણે બીજા વૈદ્યને પૂછ્યુ કે તમારી પાસે કેવી દવા છે? તેણે કહ્યુ કે રાજાજી! રોગ હોય તો મારી દવા ખાવાથી તે મટે, અને જો ન હોય તો કઇ ફાયદો કે નુકસાન થાય નહિ

રાજાએ કહ્યુ કે એ દવા પણ મને ખપ લાગે તેવી નથી તેણે ત્રીજા વૈદ્યને પૂછ્યુ કે વૈદ્યરાજ! તમારી પાસે કેવી દવા છે? તેણે ઉત્તર આપ્યો કે મહારાજ! જો રોગ હોય તો મારી દવા ખાવાથી તે મટી જાય, અને જો ન હોય તો શરીરની કાંતિ, શક્તિ અને તદુરસ્તીમા વધારો થાય એ સાંભળીને રાજા ખુશ થયો અને તેણે એ ત્રીજા વૈદ્યની દવા પોતાના પુત્રને ખવડાવવી શરૂ કરી.

આ પ્રમાણેનુ ઉદાહરણ રજુ કરીને શાસ્ત્રકાર આપણને એમ સમજાવે છે કે જો આપણે હાથે કઇ અઘટિત કામ થઇ ગયુ હોય તો પ્રતિક્રમણ કરવાથી આપણે એ અતિચારરૂપ દોષથી મુક્ત બનીએ છીએ, અને જો એવુ અનુચિત કાર્ય ન થયુ હોય તો આપણુ ચારિત્ર્ય વિશેષ શુદ્ધ થાય છે, વાસ્તે આપણે પ્રતિક્રમણ કરતા રહેવુ જોઇએ

## કિરણ ૨ જું. સલાહ

ગ્રીસ દેશમાં અસલના જમાનામાં સોક્રેટિસ નામે એક મહાપુરુષ થઇ ગયા તેમણે ખૂબ મહેનત કરી પોતાના મન ઉપર કાબુ મેળવ્યો હતો. જેમ જેમ તેમનું જ્ઞાન વધતું ગયું તેમ તેમ તેઓ પોતાના વિરોધીઓ તરફ વધારે ને વધારે ઉદાર થતા ગયા કોઇને પણ કડવો, હલકો કે ખરાબ શબ્દ કહેવા તેઓ કદી તૈયાર ન હતા.

એક વેળા તેઓ પોતાના મિત્રો સાથે રાજમાર્ગે થઇને જતા હતા એવામાં તેમને એક ઓળખીતો મળ્યો એને જોઇને સોક્રેટિસે સલામ કરી, પરંતુ પેલો માણસ તો અભિમાની હતો, એથી તેણે સામી સલામ ન કરી અને અકડાશમાં ને અકડાશમાં તે આગળ ચાલતો થયો. એ જોઇને સોક્રેટિસના મિત્રોએ તેમને કહ્યું કે તમારે આવા માણસની ખબર લેવી જોઇએ સોક્રેટિસે તેમને ઝટ સવાલ પૂછ્યો કે શું બધા માણસોનો પોશાક સરખો હોય છે? મિત્રોએ કહ્યું કે ના ત્યારે સોક્રેટિસે બીજો સવાલ પૂછ્યો કે તમારાથી જુદી જાતનો પોશાક પહેરનાર ઉપર તમે ગુસ્સે થાઓ છો ખરા? પેલા મિત્રોએ એનો પણ ઉત્તર નકારમાં આપ્યો

એ ઉપરથી સોક્રેટિસે તેમને સમજાવ્યું કે જેમ માણસોનો પોશાક જુદો જુદો હોય છે તેમ માણસોના અંતઃકરણની ઘટના પણ જુદી જુદી હોય છે કોઇકના અંતઃકરણ મેલા હોય છે તો કોઇકના નિર્મળ હોય છે મેલા અંતઃકરણવાળાનો સ્વભાવ નીચ હોય છે અને નિર્મળ અંતઃકરણવાળાનો સ્વભાવ ઉમદા હોય છે આ દુનિયામાં જુદા જુદા સ્વભાવના માણસો વસે છે નીચ સ્વભાવવાળા માણસ ઉપર ગુસ્સે થવાથી શો લાભ? હું તો ગમે તેવા મારા વિરોધીને પણ એક ખરાબ શબ્દ કહી મારા અંતઃકરણને મલિન બનાવવા માગતો નથી જો તમારે તમારું અંતઃકરણ નિર્મળ રાખવું હોય તો વિચાર, વાણી અને વર્તન ઉપર કાબુ રાખતા શીખો કદી પણ કોઇનું બૂરું કરવાનો વિચાર કરશો નહિ, ગુસ્સે થઇને કોઇને કડવું વચન કહેશો નહિ અને ખરાબ રીતે વર્તી તમારી જીંદગી બગાડશો નહિ

---

# કિરણ ૩ જુ. તપાસ



કોઇ એક ગામમા એક વાર એક હાથી આવ્યો એને જોવાને સાત માણસો ગયા એમાના છ આધળા હતા અને એક દેખતો હતો છ આધળાઓમાંથી એકના હાથમાં હાથીનો કાન આવ્યો બીજાના હાથમા તેની સૂઢ આવી એ પ્રમાણે ત્રીજા, ચોથા, પાંચમા અને છટ્ઠાના હાથમા અનુક્રમે તેના દતૂશળ, પગ, પેટ અને પૂછડી આવ્યાં એમ એ છએ આંધળાઓના હાથમા હાથીનુ એકેક જુદુ જુદુ અવયવ આવ્યુ એ ઉપરથી એ દરેક જણે હાથી કેવો છે તે નક્કી કર્યું પછી તેઓ તે વિષે પોતપોતાનો અભિપ્રાય જણાવવા લાગ્યા

પહેલો—હાથી સૂપડા જેવો છે
બીજો—હાથી સાબેલા જેવો છે
ત્રીજો—હાથી ભૂગળા જેવો છે
ચોથો—હાથી થાભલા જેવો છે
પાંચમો—હાથી પખાલ જેવો છે
છટ્ઠો—હાથી સાવરણી જેવો છે

એ પ્રમાણે બધા આધળાઓ જુદી જુદી વાત કરવા લાગ્યા દરેક એમ જ માનતો હતો કે મારી કહેલી વાત સાચી છે અને બીજા બધા જૂઠ

બોલે છે જોતજોતામા ચર્ચા નવી પડી અને એક બીજા માહોમાહે લડવા લાગ્યા એ જોઇને પેલો દેખતો માણસ બોલ્યો કે ભાઇઓ! તમે નકામા લડો છો તમારામાથી કોઇને હાથીનુ પૂરેપૂરુ સ્વરૂપ સમજાયુ નથી જેનાથી જેટલુ સમજાયુ છે તેટલું તે કહે છે, પણ એ પૂરતુ નથી તમારામાંથી દરેક થોડે ઘણે અંશે સાચો છે, વાસ્તે એક બીજાને ઉતારી દે તોડી પાડવાની વાત જવા દો હુ કહુ છુ તે સાંભળો હાથીના કાન સુપડા જેવા, સૂંઢ સાંબેલા જેવી, દંતૂશળ ભૂંગળા જેવા, પગ થાંભલા જેવા, પેટ પખાલ જેવુ અને પૂંછડી સાવરણી જેવી છે હાથીના ફક્ત એક અવયવનો બોધ મેળવીને તે ઉપરથી તમે હાથીનુ સંપૂર્ણ સ્વરૂપ એવુ જ છે એવો જે નિર્ણય કરી રહ્યા છો તેમા તમારી ભૂલ થાય છે તમારા બધાનુ કહેવુ એકઠુ વિચારો તો તમને હાથીનો સાચો અને સંપૂર્ણ બોધ થશે

દેખતા માણસની એ વાત સાંભળીને છએ આંધળાઓને પોતપોતાની ભૂલ સમજાઇ, અને તેમણે નક્કી કર્યું કે કોઇ પણ બાબત સંબંધી અમુક નિર્ણય પર આવતા પહેલા તેની બધી બાજુઓ તપાસવી જોઇએ

---

## કિરણ ૪ થું. પરમાણુ

શિક્ષક—કિશોર! નદીને તળિયે જે પથરા હોય છે તે ઘસાય તો શુ થાય?

કિશોર—એ પથરામાથી કાકરી ખરે અને કેટલાક પથરા ગોળ થાય

શિક્ષક—કાકરીનુ શુ બને?

કિશોર—રેતી

શિક્ષક—અરુણ! તેં બારીક રેતી જોઇ છે?

અરુણ—હા, જી

શિક્ષક—ક્યા આગળ?

અરુણ—અમારી દુકાને મારા બાપા સાહી ચૂસનારો કાગળ ન વાપરતા એવી રેતી વાપરે છે

શિક્ષક—અરુણ! એ રેતીના એકેક કણ કરતાં નાનો પદાર્થ તેં જોયો છે?

અરુણ—હા, જી રગના ભૂકાના કણો

શિક્ષક—શાબાશ એનાથી પણ બારીક કણ હોય છે જુઓ, છોકરાઓ! મારા હાથમા રગના ભૂકાનુ પડીકુ છે હુ આ નાના ચીપિયા વડે એ રગના બને એટલા ઓછા કણો લઉ છુ અને તેને આ રકાબીમા નાખુ છુ લલ્લુ! એમા તુ એક ચમચી ભરીને પાણી રેડ જો, હવે શુ થાય છે?

લલ્લુ—રગ બધે ધીરે ધીરે ફેલાય છે

શિક્ષક—છોકરાઓ! હમણા થોડી વારમાં પાણીના બિન્દુએ બિન્દુએ રગ ફેલાઇ જશે કેશવ! મેં રગના જેવડા કણો નાખ્યા એવડા માપના જો આ પાણીના બિન્દુઓ કરવામાં આવે તો એ બિન્દુઓની સખ્યા રગના કણો કરતાં વધારે આવે કે ઓછી?

કેશવ—વધારે

શિક્ષક—જ્યારે પાણીના બિન્દુઓ કરતાં રગના કણો ઓછા છે તો પછી બિન્દુએ બિન્દુએ રગ ક્યાથી પહોંચ્યો?

વિદ્યાર્થીઓ—ગુરુદેવ! એ સમજાતુ નથી

શિક્ષક—જે કણના ભાગો આપણે ધારી પણ શકતા ન હતા તેના ભાગો પાણીની મદદથી પડી ગયા અને એ દરેક ભાગ પાણીના બિન્દુએ બિન્દુએ પહોંચી ગયો આને સામાન્ય રીતે રગ ફે[illegible] એમ કહેવામા આવે છે

કિશોર—ઓહો! આ પ્રમાણે રંગના કે કણના ભાગ થાય છે તે ઘણા બારીક હોવા જોઈએ

શિક્ષક—એનાથી પણ બારીક ભાગો પડી શકે છે વસ્તુ! તું ફરીથી આ રકાબીમાં એક ચમચી પાણી રેડ

વસ્તુ—ગુરુજી! હજી પણ રંગ ફેલાતો જાય છે

શિક્ષક—છોકરાઓ! જેને તમે બહુ જ નાનો ભાગ ગણતા હતા તેના પણ આથી બબ્બે ભાગ થઈ ગયા હજી આપણે આમાં વધારે ચમચી પાણી રેડીએ તો હજી એના નાના નાના ભાગો થતા જાય, પરંતુ એમ કરતાં કરતાં છેવટે એવા ભાગો પડી જાય કે જેના એવી વધારે બારીક ભાગ કોઈ પણ રીતે પડી ન જ શકે કેવળજ્ઞાની પણ કલ્પના ન કરી શકે એના નાનામાં નાના ભાગને 'પરમાણુ' કહેવામાં આવે છે પરમાણુ એ નાનામાં નાનો પદાર્થ છે એનાથી નાનો પદાર્થ સંભવી શકતો જ નથી

## કિરણ ૫ મું. ઓળી

તીર્થંકરોનાં પાચ કલ્યાણકમાંથી ચ્યવન સિવાયના જન્મ, દીક્ષા, કેવલજ્ઞાન અને મોક્ષ એ ચાર કલ્યાણકોને પ્રસગે તો દેવો નદીશ્વર દ્વીપે જરુર જાય છે અને ત્યાં આઠ દિવસનો મહોત્સવ કરે છે આ ઉપરાત આપણા બીજા પણ કેટલાક તહેવારો આઠ આઠ દિવસો સુધી ઉજવાય છે આની આઠ દિવસની ઉજવણીને આપણે 'અઠ્ઠાઇ મહોચ્છવ' કહીએ છીએ, કેમકે 'અઠ્ઠાઇ'નો અર્થ 'આઠ દિવસ' અને 'મહોચ્છવ'નો અર્થ 'મોટી ઉજવણી' થાય છે

એક વર્ષના ૩૬૦ દિવસ ગણતા ૪૫ અઠ્ઠાઇઓ આવે એમાની નીચે મુજબની છ અઠ્ઠાઇઓ ખાસ જુદી ગણાવાય છે —

પર્યુષણની એક, બે ઓળીઓની એકેક તેમજ કારતક–ચોમાસુ, ફાગણ–ચોમાસુ અને અષાડ–ચોમાસુ એ ત્રણ ચોમાસાંની એકેક

આ પ્રમાણેની છ અઠ્ઠાઇઓમાથી પર્યુષણની તેમજ ત્રણે ચોમાસાની એમ ચાર અઠ્ઠાઇઓ અશાશ્વતી છે એ અઠ્ઠાઇઓમા દેવો નદીશ્વર દ્વીપે જાય જ એવો નિયમ નથી બે ઓળીઓની અઠ્ઠાઇઓ તો શાશ્વતી છે અને એ દિવસોમા તો દેવો નદીશ્વર દ્વીપે જરુર જાય જ

શાશ્વતી અઠ્ઠાઇઓમાની એક અઠ્ઠાઇ ચૈત્ર માસમાં અને બીજી આસો માસમા આવે છે એ બને શુદ સાતમથી શરૂ કરાય છે અને એને ચૌદસે પૂરી થયેલી ન ગણતા પૂનમે પૂરી કરાય છે આ પ્રમાણે બે શાશ્વતી અઠ્ઠાઇઓ નવ નવ દિવસ સુધી પળાય છે બાકીની ચાર અશાશ્વતી અઠ્ઠાઇઓ આઠ આઠ દિવસ પળાય છે એમાની ત્રણે ચોમાસાની એકેક અઠ્ઠાઇ તે તે મહિનાની સુદ સાતમથી શરૂ કરાય છે અને ચૌદસે પૂરી થયેલી ગણાય છે પર્યુષણની અઠ્ઠાઇ તો શ્રાવણ વદ બારસથી તે ભાદરવા સુદ ચોથ સુધીની ગણાય છે

સામાન્ય રીતે અઠ્ઠાઇઓમા જિનમદિરોમાં મહોત્સવ કરાય છે ખાડવુ, દળવુ, ભૂમિ ખોદવી વગેરે આરભના કામો છે એમા જીવની હિંસા થતી હોવાથી એ દિવસોમા એ કામો કરવાનો, કરાવવાનો અને અનુમોદવાનો નિષેધ છે વળી પર્યુષણની અઠ્ઠાઇના દિવસોમા તો અમારિની ઉદ્ઘોષણા પણ કરાય છે

ઓળીમા ભાવિક શ્રાવકો શક્તિ મુજબ ધર્મક્રિયા કરે છે કેટલાક સુદ સાતમથી તે પૂનમ સુધીના નવે દિવસો આયબિલનુ તપ કરે છે આને આપણે

'આયંબિલની ઓળી' કહીએ છીએ ઓળી કરનારાઓ પહેલા આઠ દિવસોમાં સામાન્ય રીતે પ્રભુની આઠ પ્રકારે પૂજા કરે છે અને નવમે દિવસે દહીં, દૂધ, ઘી, જળ અને સાકર એ પંચામૃતથી શ્રીસિદ્ધચક્રનો અભિષેક કરી વિશેષ સામગ્રી મેળવીને મોટી પૂજા ભણાવે છે ઓળીના નવ દિવસોમા (૧) અરિહંત, (૨) સિદ્ધ, (૩) આચાર્ય, (૪) ઉપાધ્યાય, (૫) સાધુ, (૬) દર્શન, (૭) જ્ઞાન, (૮) ચારિત્ર અને (૯) તપ એ નવ પદની અનુક્રમે આરાધના કરવામા આવે છે આને 'સિદ્ધચક્રની આરાધના' પણ કહેવામાં આવે છે, કેમકે આ આરાધવા લાયક નવ પદોના યંત્રનો આકાર ચક્ર જેવો હોવાથી અને એ સ્થિર ચક્રમા સિદ્ધ પરમાત્માનુ સ્થાન સૌથી ઊંચુ હોવાથી નવપદજીને 'સિદ્ધચક્ર' પણ કહેવામા આવે છે

ઓળીની શરૂઆત આસો માસથી કરાય છે ઓળી કરનાર દર છ છ મહિને નવ નવ આયંબિલ કરે છે એ પ્રમાણે નવ વખત કરવાથી એકંદર ૮૧ આયંબિલ કરાતા એ નવપદની આરાધનારૂપ તપ સાડા ચાર વર્ષે પૂરુ થાય છે તેમ થતા એ તપ આનંદથી ઉજવવામા આવે છે

---

# કિરણ ૬ ઠ્ઠુ પોપટનુ પાંજરું



[ સ્થળ—બજાર

સમય—સવારનો પહોર

પાત્રો—પિતા, પુત્રી અને પોપટ વેચનાર

દૃશ્ય—પોપટ વેચનાર પોપટનુ પાંજરૂ લઇને બજારમા બેઠો છે  પોપટ થોડી થોડી વારે મીઠુ મીઠુ બોલે છે  એને સાભળવા લોકો લલચાય છે  જગદીશ અને તેની પુત્રી સુભદ્રા ત્યા આવી પહોંચે છે ]

પોપટ વેચનાર—જોઇ પોપટ લો, પોપટ

સુભદ્રા—બાપાજી ! આ કેવો સરસ પોપટ છે !

જગદીશ—હા

પોપટ વેચનાર—શેઠ ! આ કઇ નાખા નુ પોપટ નથી જુઓ, એના રગ કેવા જાતજાતના છે ! એને જે ભોનાનીએ તે એ બોને છે એની નકલ કરવાની શક્તિની શી વાત કરુ ? હુ એની ચાલાકીના પણ શા વખાણ કરુ ?

સુભદ્રા—બાપાજી ! આપણે આ પોપટ ખરીદીશુ ?

જગદીશ—તુ એને શુ કરીશ ?

સુભદ્રા—હુ એની સાથે રમીશ એને પગે ઝાંઝર પહેરાવીશ હુ એને સારુ સારુ ખાવાનુ આપીશ અને પીવાને પાણી આપીશ

જગદીશ—તારો પોપટ આમ તેમ ફરતો હશે એવામા બિલાડી આવીને એને મારી નાખશે તેનુ કેમ ?

સુભદ્રા—હુ એને પાજરામા રાખી મૂકીશ વળી પાજરુ કદી ઉઘાડુ રહી ન જાય તે જોતી રહીશ હુ એની પૂરેપૂરી સભાળ રાખીશ

(આ સાભળીને પોપટ વેચનાર રાજી થાય છે)

જગદીશ—સુભદ્રા ! તને કોઇ ઘરમા પૂરી રાખે તો તને ગમે કે ?

સુભદ્રા—ના, જી

જગદીશ—કેમ ?

સુભદ્રા—બહાર ફરવાનુ ન મળે તો મુઝાઇ જવાય

જગદીશ—ત્યારે પોપટને છૂટથી ઉડવાનુ મૂકીને પાજરામા પૂરાઇ રહેવાનુ ગમે કે ?

સુભદ્રા—જી, ના

જગદીશ—તો પછી વગર વાકે એને બદીખાને નાખવો એ ઠીક કહેવાય ?

સુભદ્રા—ના, જી

જગદીશ—સુભદ્રા ! આથી તો હુ પોપટ ખરીદવા માટે હા પાડતો નથી જે લોકો પોપટ ખરીદે છે તેઓ મતલબી છે, કેમકે તેઓ પોતાના મોજ શોખને જ જુએ છે, પરતુ બીજાને એથી શુ દુખ થાય છે તે તરફ ધ્યાન આપતા નથી એ લોકો પોતે છૂટા રહેવા ઇચ્છે છે અને પોપટ, મેના, કોયલ કે કાકાકૌઆ જેવા પખીને પાજરામા પૂરે છે ખરેખર તેઓ દયા વગરના છે

(પોપટ ખરીદ્યા વિના બને ત્યાથી જાય છે)

---

## કિરણ ૭ મું. શ્રીહેમચન્દ્રસૂરિ

ધંધુકામા ચાચિગ નામનો એક 'મોઢ' વાણિયો રહેતો હતો તેને પાહિની નામે સ્ત્રી હતી એ સ્ત્રી જૈન ધર્મ પાળતી હતી એણે એક વેળા એક પુત્રને જન્મ આપ્યો એનુ નામ ચાગદેવ પાડવામા આવ્યુ એ પાચેક વર્ષનો થયો તે અરસામાં 'પૂર્ણતલ્લ' ગચ્છના દેવચન્દ્ર નામના જૈન આચાર્ય ફરતા ફરતા ધંધુકા આવી ચડ્યા પાહિની ચાંગદેવને લઇને આચાર્યને પગે લાગવા ગઇ ચાગદેવ રમતા રમતાં આચાર્યની પાટ ઉપર જઇને બેઠો તેની આ હિંમત અને તેના શરીર ઉપરના બીજા લક્ષણો જોઇને આચાર્યને લાગ્યુ કે જો આ દીક્ષા લે તો પોતાના જીવનને તેમજ જૈન શાસનને પણ ઉજવાળે તેમ છે એ ઉપરથી આચાર્યે પાહિનીને સમજાવી એટલે તે સ્ત્રીએ ચાગદેવને તેમને સોંપી દીધો પછી થોડા વખતમાં તેઓ એને સાથે લઇને અન્યત્ર વિહાર કરી ગયા

એ વખતે ચાચિગ ઘેર હતો નહિ જ્યારે તે ઘેર આવ્યો ત્યારે તેને ખબર પડી કે પોતાના એકના એક પુત્રને આચાર્ય લઇ ગયા છે એથી તે ઘણો ગુસ્સે થયો, પરતુ સિદ્ધરાજ જયસિંહના પ્રધાન ઉદયનના સમજાવવાથી તે શાત પડ્યો પછી ઉદયને ચાગદેવનો દીક્ષા-મહોત્સવ કર્યો શ્રીદેવચન્દ્રસૂરિએ તેમને દીક્ષા આપી તેમનુ નામ 'સોમચન્દ્ર' પાડ્યુ સોમચન્દ્ર મુનિએ તર્ક, વ્યાકરણ અને સાહિત્યનો અભ્યાસ કરવા માડ્યો ૨૧ વર્ષની ઉમરે તો તેઓ સર્વ શાસ્ત્રોનો સારી પેઠે અભ્યાસ કરી સમર્થ વિદ્વાન બન્યા એથી દેવચન્દ્રસૂરિએ તેમને આચાર્યની પદવી આપી, અને તેમનુ 'હેમચન્દ્ર' એવુ નામ જાહેર કર્યું ત્યારથી લોકો તેમને 'હેમચન્દ્રસૂરિ' અથવા 'હેમાચાર્ય' એ નામથી ઓળખવા લાગ્યા

શ્રીહેમચન્દ્રસૂરિ પોતાની વિદ્વત્તાથી સિદ્ધરાજના દરબારમા માનીતા થઇ પડ્યા એ રાજાની પછી ગાદીએ આવેલા કુમારપાળ રાજા તો એમને પોતાના ગુરુ અને પરમ ઉપકારી માનતા હેમચન્દ્રસૂરિએ વ્યાકરણ, કાવ્ય, કોષ, અલકાર અને છદને લગતા સુદર ગ્રથો રચ્યા છે આ સર્વોપયોગી ગ્રથો રચવા ઉપરાત એમણે આપણા ધર્મનો બોધ કરાવનાર ગ્રથો પણ બનાવ્યા છે એમની આવી વિદ્વત્તાને લીધે આપણે એમને 'કલિકાલસર્વજ્ઞ' એવા નામથી ઓળખાવીએ છીએ એ ધર્મધુરંધર આચાર્ય ૮૪ વર્ષની ઉમરે સ્વર્ગે સિધાવ્યા

## કિરણ ૮ મું. પ્રાણીઓનું સંરક્ષણ

કેટલાક જીવો પોતાનું દુઃખ બીજાને સમજાવી શકે તેવી સ્થિતિમાં હોય છે અને કેટલાકને વાચા નહિ હોવાથી તેઓ પોતાનું દુઃખ બીજાને કહી શકતા નથી તેમને એ મૂગે મોઢે સહન કરવું પડે છે

સજ્જનની એ ફરજ છે કે તેણે દુઃખી માણસોની દરકાર રાખવી જોઇએ, તેમને દિલાસો આપવો જોઇએ અને તેમનું દુઃખ દૂર કરવાના ઉપાયો યોજવા જોઇએ આ પવિત્ર ફરજ એ જેટલે અંશે બજાવે એથી પણ વધારે અરો, મૂગા પ્રાણીઓની સારસંભાળ રાખવાની ફરજ એણે બજાવવી જોઇએ

જે મૂગા પ્રાણીઓ રોગથી પીડાતા હોય તેની દવા કરાય અને તેની પૂરે પૂરી બરદાસ કરાય તે માટે દવાખાના હોવા જોઇએ ખેતર ખેડવા માટે, કોસ પીવવા માટે અને ઘાણી ચલાવવા માટે ઉપયોગમાં લેવાતા બળદ વગેરે ખૂબ નબળા પડી જાય ત્યારે પાંજરાપોળ હોય તો ત્યાં તેમને મૂકી શકાય છે વાહન ખેંચવા માટે વપરાતા ઘોડાઓ અને બળદો અશક્ત બને ત્યારે તેમને માટે સુખે રહેવાનું કોઇ ઠેકાણું હોય તો તે પાંજરાપોળ છે અપંગ જનાવરોને રાખવા માટે પણ એ જ કામ લાગે છે કસાઇના હાથમાંથી બચાવેલા પ્રાણીઓને રાખવા માટે પણ પાંજરાપોળ ખપમાં આવે છે કોઇ પક્ષી કે પશુ એકાએક ઘાયલ થઇ જાય અને તેનો કોઇ માલિક ન હોય તો તેને પાંજરાપોળમાં પહોંચતું કરાય છે આ પ્રમાણે પાંજરાપોળથી લાભ થતા હોવાથી એ બંધાવવી એ પણ એક શુભ કાર્ય છે

પાંજરાપોળ પાછળ પૈસો ખરચવામાં આપણા લોકોનો મોટો હિસ્સો છે એ વાત સાચી છે, પરંતુ આથી એમ માનવાનું કંઇ કારણ નથી કે આવો સુંદર વિચાર કેવળ આપણા લોકોને જ આવે છે મનુષ્ય તરીકે પોતાની ફરજ શી છે તે સમજનાર દરેકના મનમાં આવો વિચાર આવે અને તે પોતાની શક્તિ મુજબ ફાળો આપે એ સ્વાભાવિક છે

આપણો આર્ય દેશ પશુ અને પક્ષીઓ તરફ દયાની લાગણી ધરાવે છે તેમાં નવાઇ જેવું કશું નથી, કેમકે આજે તો એક વેળા અનાર્ય તરીકે ઓળખાતા દેશો પણ પશુઓ અને પક્ષીઓ તરફ ઘાતકી વર્તણુક ચલાવી લેતા નથી ત્યાંની પ્રજા પશુ તેને કનડવામાં પાપ ગણે છે કેટલાક લોકો પક્ષીઓના

પીંછાં તો કેટલાક જનાવરના વાળ કે શરીરનો અન્ય ભાગ મેળવવા માટે તેને ત્રાસ આપે છે સમજુ લોકોને આ વાત પસંદ નથી તેઓ એમને સમજાવીને રોકવા પ્રયત્ન કરે છે

---

થાયે રોગ મને કદાપિ અથવા આપત્તિ આવી પડે,
તો તેના પ્રતિકાર કાજ જનની! ધાટો ઘણા તુ ઘડે,
નિદ્રા અન્ન તજી કરે ઉલટથી ઊભે પગે ચાકરી,
મારુ કષ્ટ મટી જતા તુજ મુખે આનદ વ્યાપે ફરી ૭
ચોમાસે ધનધોર મેઘ વરસે ને સ્નેહ તારો સદા,
મારા વાક અનેક તો પણ નહિ તુ તો ગણે તે કદા,
ગગાનારિથી નિર્મળા વધુ સદા વાત્સલ્યનીરે ભરી,
તારી દૃષ્ટિ તણી ન થાય તુલના બ્રહ્માડ માહે જરી ૮

અનુષ્ટુપ્

સૃષ્ટિ સ્નેહભરી લાગે, આભારી માતહેતને,
હેત તારુ ઉડે માતા! જીવન નીરસ તો બને ૯
ઉપકારોની નથી સીમા, ભાવ પણ તારો ચડે,
થાકુ શોધી બધે તો યે, જોડ તારી નહિ જડે ૧૦

## કિરણ ૧૦ મુ. છ લેશ્યાઓ



એક વેળા કોઇક છ મનુષ્યો રસ્તામા ભૂલા પડવાથી મોટા જંગલમાં જઇ ચડ્યા. તેમને ભૂખ લાગવાથી તેઓ ચારે બાજુ ખોરાક માટે તપાસ કરવા લાગ્યા આમ તેમ ફરતા એક જાંબુનુ ઝાડ તેમની નજરે પડ્યુ તેના ઉપર પુષ્કળ જાંબુ પાકેલા હતા ખવાને તે ખાવાનુ મન તો થયુ, પરતુ ઝાડ ઉપર ચડવા માટે કોઇ તૈયાર ન હતો એથી એક બીજા પરસ્પર એનો ઉપાય બતાવવા લાગ્યા

એક બોલ્યો કે જો આ ઝાડને મૂળમાથી ઉખેડી નાખવામા આવે તો આપણને ખૂબ જાંબુ મળે

એ સાભળીને બીજો બોલી ઊઠ્યો કે આવા મોટા ઝાડનો મૂળમાથી નાશ કરવાની શી જરૂર છે? એની મોટી મોટી ડાળીઓ કાપી નાખવાથી આપણુ કામ સરી શકે તેમ છે

ત્રીજાએ કહ્યુ કે મોટી ડાળીઓને ઉગતાં તો પાછી ઘણી વાર લાગશે, વાસ્તે જે નાની નાની ડાળીઓ જાંબુથી ભરેલી છે તે જ આપણે તોડી પાડીએ

એ પ્રમાણેની વાતચીત સાભળીને ચોથો બોલ્યો કે ડાળીઓ પાડવાની કઇ જરુર નથી, આપણે ગુચ્છાઓ તોડીશુ તો તેમા રહેલા ફળો ખાવાથી આપણી ભૂખ ભાગશે

પાચમો બોલ્યો કે આપણને ગુચ્છાઓની પણ જરુર નથી, પરતુ આપણને તો ફળોનો જ ખપ છે, માટે તે જ તોડીએ

છઠ્ઠો બોલી ઊઠ્યો કે હુ તો ફળ તોડવાની પણ જરુર જોતો નથી આ ભોંય ઉપર ઘણા જાબુ પડેલા છે એ ખાવાથી આપણી ભૂખ મટી જશે

એ પ્રમાણે છ માણસોએ જે છ જાતના વિચારો દર્શાવ્યા તે અનુક્રમે (૧) કૃષ્ણલેશ્યા, (૨) નીલલેશ્યા, (૩) કાપોતલેશ્યા, (૪) તેજોલેશ્યા, (૫) પદ્મલેશ્યા અને (૬) શુક્લલેશ્યા કહેવાય છે

---

## કિરણ ૧૧ મુ. શ્રીગોતમસ્વામી

મગધ દેશમા શ્રેણિક રાજા રાજ્ય કરતા હતા એમના તાબાના 'ગોવર' ગામમા વસુભૂતિ નામનો એક બ્રાહ્મણ રહેતો હતો એના ગોત્રનુ નામ 'ગૌતમ' હતુ એને પૃથ્વી નામની પત્ની હતી એણે વખત જતા ત્રણ પુત્રોને જન્મ આપ્યો તેમના ઇન્દ્રભૂતિ, અગ્નિભૂતિ અને વાયુભૂતિ એમ નામ પાડવામાં આવ્યા ઇન્દ્રભૂતિ ચારે વેદોનો અભ્યાસ કરી ચૌદ વિદ્યાના જાણકાર બન્યા. એથી તેઓ પોતાને સર્વજ્ઞ તરીકે ઓળખાવના લાગ્યા

એક વેળા પાવાપુરીની નજીકમા મહસેન વનમા સોમિલ બ્રાહ્મણને ત્યા યજ્ઞ કરવા માટે તેઓ પોતાના ભાઇઓ તેમજ અન્ય શિષ્યો સાથે ગયા. તેઓ યજ્ઞ કરતા હતા તેવામા એકાએક આકાશમા અજવાળુ થયુ અને જોતજોતામા દેવો આ પૃથ્વી ઉપર આવતા જણાયા ઇન્દ્રભૂતિને એમ લાગ્યું કે મારા આ યજ્ઞના પ્રભાવથી દેવો મને અભિનદન આપવા આવે છે, પરતુ એ દેવો ત્યા નહિ ઉતરતા પાવાપુરીમા પ્રભુ મહાવીરસ્વામીના સમવસરણ તરફ જતા દેખાયા ત્યારે તેમના અચબાનો પાર રહ્યો નહિ જ્યારે તેમણે લોકોને મોઢેથી સાભળ્યુ કે અહીં નજીકમા મહાવીરસ્વામી બિરાજે છે અને તેઓ સર્વજ્ઞ છે, ત્યારે તેમને ખૂબ ગુસ્સો ચડ્યો તેઓ વિચારવા લાગ્યા કે ખરેખર અહીં કોઇ ધુતારો આવ્યો જણાય છે અને તેણે આ ઇન્દ્રજાળ પાથરી હોવી જોઇએ લાવ, હુ ત્યા જાઉં અને એ ધુતારાને ઉઘાડો પાડ

એમ વિચાર કરી તેઓ સમવસરણ તરફ ચાલ્યા ત્યા આવી પહોંચતા દેવોએ રચેલી સમવસરણની ઋદ્ધિ તેમના જોવામા આવી મહાવીરસ્વામીનુ મુખ કમળ નજરે પડતા તો તેઓ ઠડાગાર થઇ ગયા એટલામા અધૂરામા પૂરુ એ પ્રભુએ તેમને તેમના નામથી બોલાવ્યા અને તેમના પૂછ્યા વિના તેમના મનમા જે સદેહ હતો તેનુ સંતોષકારક રીતે નિવારણ કર્યું એથી ઇન્દ્રભૂતિનો ગર્વ ગળી ગયો તેમણે પ્રભુને દીક્ષા આપવા માટે વિનવ્યા એ ઉપરથી પ્રભુએ તેમને દીક્ષા આપી એટલુ જ નહિ, પરતુ તેમની લાયકાત જોઇને તેમને મહાગૌરવશાળી 'ગણધર' પ વી પણ આપી

પ્રભુની દેશના પૂરી થતા એ ગૌતમ ગોત્રવાળા ઇન્દ્રભૂતિ ગણધરદેવે પણ દેશના આપી અને અનેક જીવોના સંદેહને દૂર કર્યા એમની શક્તિ અજબ

હતી વખત જતાં એમના હાથે ઘણાને દીક્ષા અપાઈ એઓ જેમને દીક્ષા આપતા તેમને મોટે ભાગે કેવલજ્ઞાન થતુ આવી લબ્ધિવાળા અને ગૌતમસ્વામીના નામથી ઓળખાતા એ ગણધરદેવ મહાવીરસ્વામીના નિર્વાણ બાદ થોડા જ કલાકમા સર્વજ્ઞ બન્યા ત્યાર પછી બાર વર્ષે એઓ મોક્ષે સચર્યા એ મગળમૂર્તિ ગુરુદેવને આપણા વારવાર પ્રણામ હોજો

---

## કિરણ ૧૨ મુ અજનો અર્થ

વસુ નામે એક રાજા થઇ ગયો એણે ક્ષીરકદંબક નામના બ્રાહ્મણ ઉપાધ્યાય પાસે અભ્યાસ કર્યો હતો એ, ઉપાધ્યાયનો પુત્ર પર્વત તેમજ નારદ સહાધ્યાયી થતા હતા વસુ પાસે સ્ફટિકનુ એવુ સિંહાસન હતુ કે એના ઉપર એ બેસતો તો પણ એ અદ્ધર બેઠો છે એવો ભાસ થતો એ ઉપરથી લોકોમા એવી વાત ફેલાઇ હતી કે વસુ રાજા સત્યવાદી છે એથી એ અદ્ધર બેસી શકે છે

એક વેળા પર્વત પોતાના શિષ્યોને અજનો અર્થ સમજાવતો હતો તેવામા ત્યા એનો સહાધ્યાયી નારદ આવી ચડ્યો પર્વતે અજનો અર્થ 'બકરો' કર્યો નારદે પર્વતને કહ્યુ કે આ તારી ભૂલ થાય છે, કેમકે ગુરુજીએ આપણને એનો અર્થ 'ત્રણ વર્ષનુ ધાન્ય' એમ શીખવ્યુ છે એ વાત પર્વતે માની નહિ અને ઉલટી એવી શરત કરી કે જેનો અર્થ જૂઠો ઠરે તેની જીભ કાપી નાખવી

એ બાબતમા પર્વત અને નારદે પોતાના સહાધ્યાયી વસુ રાજા પાસે ન્યાય કરાવવાનુ નક્કી કર્યું

ઉપરની શરત સાભળતા જ પર્વતની માતા દિલગીર થઇ ગઇ તેણે ખાનગીમા પોતાના પુત્રને કહ્યુ કે નારદ કહે છે તે જ અર્થ કરતા મેં તારા પિતાજીને સાભળ્યા છે તેં આ શરત કરવામા ઘણી મોટી ભૂલ કરી છે

પર્વતે કહ્યુ કે જે થયુ તે થયુ, હવે હુ એ શરત પાછી ખેંચવા માગતો નથી

એ સાભળતા પર્વતની માતાના શોકનો પાર રહ્યો નહિ તે એકદમ વસુ રાજા પાસે ગઇ અને તેણે બધી વાત એ રાજાને કહી પછી તેણે રાજાને પોતાના પુત્ર પર્વતનો પક્ષ લેવા કહ્યુ, પણ તેણે તેમ કરવા સાફ ના પાડી ત્યારે એ સ્ત્રીએ તેને સમજાવવા માડ્યો કે મહાત્માઓ પોતાના પ્રાણના ભોગે પણ બીજાનુ રક્ષણ કરે છે તો શુ તુ તારા ગુરુપુત્રનુ જ રક્ષણ નહિ કરે?

વસુએ જવાબ દીધો કે પ્રાણ જાય તો ભલે જાય, પણ અસત્ય કેમ બોલાય? અને તેમા પણ ગુરુજીએ જે કહ્યુ હોય તેથી વિપરીત તો કેમ જ કહેવાય? એ સાભળીને પર્વતની માતા ઘણી ગુસ્સે થઇ અને તે બોલી કે ઠીક, ત્યારે તને ફાવે તેમ કરજે તારે જોઇએ તો તારા ગુરુના પુત્રનુ બહુમાન કરજે અને તારે જોઇએ તો સત્ય બોલવાનો આગ્રહ ચાલુ રાખી તારા ગુરુપુત્રની જીભ કપાવજે

એ સ્ત્રીના ગયા પછી નારદ અને પર્વત વસુ રાજાની સભામા ગયા અને

ગુરુએ અજનો શો અર્થ કર્યો હતો તે તેમણે એને પૂછ્યુ  વસુએ 'પર્વતનો ખોટો પક્ષ લીધો  એ સાંભળીને દેવતાઓ ગુસ્સે થયા અને તેમણે તરત જ સ્ફટિકના સિંહાસનના ચૂરા કરી નાખ્યા  સિંહાસન ભાગી જતા વસુ ગબ ગબડી પડ્યો અને મરીને નરકે ગયો

---

## કિરણ ૧૩ મુ ભલાઇનું ફળ મળી જ રહે છે

એક ડોસો હતો તે મરવા પડ્યો ત્યારે તેણે પોતાના એકના એક પુત્રને પાસે બોલાવ્યો અને કહ્યુ કે બેટા ! હવે હુ આ દુનિયા છોડી જવાની તૈયારીમા છુ હુ તને વારસામા કઇ પૈસાટકા આપી જઇ શકુ તેમ નથી પણ એક શિખામણ આપતો જાઉ છુ, એને જ તુ વારસા તરીકે ગણી લેજે આ દુનિયામા કોઇ પૈસો સાથે લઇને અવતરતુ નથી કે કોઇ મરતી વખતે પૈસો સાથે લઇ જઇ શકતુ નથી ભલાઇ કે બુરાઇ સિવાય બીજુ કઇ સાથે આવતુ નથી તને મારા પર સાચુ હેત હોય તો મારી તને એ સલાહ છે કે તારાથી કોઇનુ ભલુ ન થાય તો તેની બહુ ફિકર નહિ, પણ તુ કદી પણ કોઇનુ બૂરુ કરવા વિચાર સરખો પણ કરીશ નહિ એટલુ કરશે તો યે તુ સુખી થઇશ

એ સાભળીને પેલો છોકરો બોલ્યો કે બાપાજી ! તમે બૂરુ નહિ કરવાનુ કહ્યુ એ તો બની શકે તેમ છે, પરતુ આપણા જેવા ગરીબ માણસથી બીજાનુ કેવી રીતે ભલુ થઇ શકે ?

ડોસાએ જવાબ આપ્યો કે સાભળ પૈસાદાર જ ભલુ કરી શકે એમ નથી ગરીબમા ગરીબ માણસ પણ ભલુ કરી શકે છે લે, હુ તને આ સબધમા એક ડોસીની વાત કહુ છુ

એક ડોસી હતી તે જાતે ને જીવે એકલી હતી તે એક દરિયાકિનારા પાસે એક નાનકડા ઘરમા રહેતી હતી તે એટલી બધી ગરીબ હતી કે ગુજરાન ચલાવવા માટે ઘડપણમા પણ તેને રોજ ખૂબ કામ કરીને પૈસા કમાવા પડતા હતા

એક વેળા રાતે પવન જોરથી ફૂકાવા લાગ્યો અને એના ઘર પાસેના ખડક ઉપર મોજા ઉછળી ઉછળીને અથડાવા લાગ્યા આવે વખતે પણ એ ડોસી કામ કરતી હતી તેવામા એને એકાએક વિચાર આવ્યો કે હુ આ દુનિયામા કઇ ભલાઇનુ કામ કરી શકુ તો કેવુ સારુ ? શુ મારામા એટલી પણ શક્તિ નથી ? ખૂબ વિચાર કરતા તેને સમજાયુ કે આ મારા ઘરની પાસેના કિનારા ઉપર ખડક છે, પરતુ અહીં કોઇ દીવાદાંડી નથી એથી ઘણીખરી વાર આ ખડક સાથે વહાણો અથડાઇને નાશ પામે છે તો હુ દરિયા ઉપર પડતી આ બારીએ એક દીવો સળગાવી રાખુ તો કેમ ? એથી વહાણો અથડાતા બચશે અને ખલાસીઓનો નાહકમા જાન જતો અટકશે. આ પણ ભલાઇનુ જ કામ છે ને ?

આ વાત સ્રાંભળવાથી તેને ઘણો આનંદ થયો, પરતુ સાથે સાથે વિચાર આવ્યો કે આખી રાત દીવો બાળવા માટે તેલ જોઇશે તેનુ કેમ ? એનો તોડ ડોસીએ એમ કાઢ્યો કે હુ રોજ એક કલાક વધારે કામ કરીશ અને તેલ ખરીદવા જેટલા પૈસા કમાઇશ

બીજે જ દિવસે ડોસીએ પોતાના વિચારને અમલમાં મૂકી દીધો પછી તો રોજ રાત પડે અને ડોસી બત્તી સકોરી બારીએ દીવો મૂકે એથી ખલાસીને ચેતવણી મળતી એટલે વહાણ અથડાતા અટક્યા એમ થવાથી ઘણાના જીવ જતા બચ્યા

ડોસીએ પાચ વર્ષ સુધી બારીએ દીવો મૂક મૂક કર્યો, પણ એને એનો કઇ બદલો મળ્યો નહિ, જોકે એને એની જરા પણ પરવા હતી જ નહિ એણે સ્વપ્ને પણ એવી ઇચ્છા સરખી પણ રાખી ન હતી પરતુ ભલા કાર્યો ભાગ્યે જ છૂપા રહી શકે છે અને કદાચ કોઇક વાર કોઇ ભલુ કાર્ય દુનિયાની જાણમા ન આવે તો તેથી શુ ? ભલુ કરવાથી જે આનદ આવે છે તે ભલાઇના બદલાથી જરુર ચડી જાય છે

ડોસીના ઘર પાસે વહાણુ અથડાતા બધ થવાથી જે ખલાસીઓની જીદગી બચી ગઇ હતી તેમને તપાસ કરતા પેલી ડોસીની ખબર પડી તેઓ કૃતજ્ઞ હતા એટલે તેમણે ડોસી ઉપર બક્ષીસો મોકલવા માડી કોઇએ શાલ મોકલી, કોઇએ દરાખ મોકલી તો કોઇએ દાડમ મોકલ્યાં જેને જે ઠીક લાગ્યુ તેણે તે મોકલ્યુ પરતુ આ ડોસીને આવી બક્ષીસોની ક્યા જરુર હતી ? એ તો સુખી જ હતી એણે તો આ બક્ષીસો ગરીબગુરબાને આપી દેવા માડી પોતે કઇક ભલુ કરી શકે છે એ વિચાર આવતા તે રાજી રાજી થઇ જતી તે જીવી ત્યા સુધી દરરોજ રાતે દીવો સળગાવીને બારીએ મૂકવા ચૂકી નહિ

આ વાત સાભળીને પેલા ડોસાના છોકરાને ખાતરી થઇ કે ગરીબ માણસ પણ ભલુ કરી શકે એણે એના બાપાજીને કહ્યુ કે તમારુ કહેવુ સાચુ છે હુ તમારા કહેવા પ્રમાણે વર્તીશ

એ સાભળી ડોસાને આનદ થયો અને પછી થોડી વારે એનો જીવ ગયો

## કિરણ ૧૪ મુ મુસાફરી ભાગ ૧ લો

આ વખતે ઉનાળાની રજામા બેંગલોર જવાનુ નક્કી થયુ છે ત્યા સોનાની ખાણ છે એ જોવા માટે તમારામાથી જે કોઇ આવવા તૈયાર હોય તેણે પોતાના માબાપને કે વાલીને પૂછી પાચ દિવસમા મને ખબર આપવી એમ અમારા શિક્ષકે કહ્યુ પાંચ દિવસ પછી અમે મળ્યા ત્યારે ખબર પડી કે અમારા આથી નાના મોટા મળીને ૨૫ વિદ્યાર્થીઓ બેંગલોર જનાર હતા આખો કાર્યક્રમ ઘડી કાઢવામા આવ્યો અને જુદા જુદા કામોને પહોંચી વળવા માટે નાની નાની સમિતિઓ નીમવામા આવી જેમકે ખાવાપીવાની ચીજો ખરીદનારી, રસોઇ કરનારી, ગાડી વગેરે વાહન મેળવનારી તેમજ નાના છોકરાઓની અને સરસામાનની સભાળ રાખનારી.

નિશાળમા રજા પડી એટલે બીજે જ દહાડે સવારે અમે અમારા શિક્ષક સાથે બેંગલોર જવા ઘેરથી નીકળ્યા ગાડી ઉપડવાના વખત પહેલા અમે સ્ટેશને આવી પહોંચ્યા પ્લેટફોર્મ ઉપર કોઇએ કેળાની છાલ નાખી હતી, એથી અમારામાનો એક જણ સરી જતો બચી ગયો અમે ડબ્બામા બેઠા પછી થોડી વારે ગાડી ઉપડી એવામા એક મારવાડી દોડતો દોડતો સ્ટેશન ઉપર આવ્યો અને ચાલતી ગાડીએ એ ચડી બેઠો એ જોઇને અમારા શિક્ષકે અમને ઉદ્દેશીને કહ્યુ કે આ રીત સારી ન કહેવાય ચાલતી ગાડીએ કદી ચઢવુ કે ઉતરવુ નહિ, નહિ તો કોઇ વેળા જીવનુ જોખમ થાય ખરી રીતે આ મારવાડીએ વખતસર આવવુ જોઇતુ હતુ

બીજુ સ્ટેશન આવતા ધક્કામુક્કી કરતા કેટલાક માણસો અમારા જોડેના ડબ્બામા ઘુસી ગયા અમારો ડબ્બો તો અમારે જ માટે હતો એટલે એમા કોઇ આવી શકે તેમ ન હતુ એક વૃદ્ધ માણસને ગાડીમા કોઇ ઠેકાણે જગ્યા મળી નહિ એમને ગભરાઇ ગયેલા જોઇને અમારા શિક્ષકે એમને બોલાવ્યા અને અમારા ડબ્બામા બેસાડ્યા એ વૃદ્ધે આભાર માન્યો ત્યારે અમારા શિક્ષકે કહ્યુ કે એમા આભાર માનવા જેવુ શુ છે ? સ્ત્રીને, વૃદ્ધને અને અશક્તને જગ્યા કરી આપવી એ સારા માણસની ફરજ છે ચાર પાચ સ્ટેશન જતા એ વૃદ્ધ ઉતરી પડ્યા અને ગાડી ફરીથી ચાલવા માડી

---

## કિરણ ૧૫ મુ. મુસાફરી ભાગ ૨ જો

ધીરે ધીરે ગાડીનો વેગ વધતો ગયો અને હવે તેણે નાના નાના સ્ટેશનો કરવા પણ મૂકી દીધા ઘણો વખત થયો પણ તેણે એક સ્ટેશન કર્યું નહિ

અમારામાનો એક વિદ્યાર્થી કટાળીને બારણા આગળ જઇને ઊભો રહ્યો એ તરફ અમારા શિક્ષકનુ ધ્યાન જતા તેમણે એને કહ્યુ કે કોઇ વખત બારણુ બરાબર દેવાયુ ન હોય અને એ ઉઘડી જાય તો હેરાન થવાય

મુસાફરી દરમ્યાન અમારા શિક્ષકે અમને બીજી પણ કેટલીક શિખામણોની વાતો કહી જેમકે ટિકિટ લીધા વિના મુસાફરી કરવી નહિ આપણી ટિકિટમા જાઇ શકે એના કરતા વધારે સામાન હોય તો તેનુ નૂર આપવા ચૂકવુ નહિ ચાલતી ગાડીએ બારીમાથી ડોકુ બહાર કાઢવુ નહિ બીજા ઉતારુઓ સાથે વિનયથી વર્તવુ ડબ્બામા પોતાનો સામાન એવી રીતે ગોઠવી રાખવો કે જેથી બીજા કોઇને અડચણ ન પડે પોતાને જરુર હોય તેના કરતા વધારે જગ્યા રોકવી નહિ તેમજ બીજાને અડચણ થાય તેમ લાબા થઇને સૂવુ નહિ રાતે બીજા બધા ઊઘતા હોય ત્યારે મોટેથી વાતો કરીને કે ગીતો લલકારીને તેમને હેરાન કરવા નહિ ડબ્બામા પાણી ઢોળીને કે બીજી કોઇ રીતે ગદવાડ ન કરવો

કુદરતી દૃશ્યો જોતા, ગમ્મત સાથે જ્ઞાન મેળવતા અને આનદથી વખત પસાર કરતા અમે સહીસલામત બૅંગલોર સ્ટેશને આવી પહોંચ્યા પછી ગાડી ઊભી રહેતા અમે સભાળીને નીચે ઉતર્યા અને અમારા દાગીના તપાસી લીધા થોડી વારમા અમે અમારે માટે નક્કી કરેલા મુકામે પહોંચ્યા પછી નહાઇ, ધોઇ અને ભોજન કરી પરવાર્યા એટલે સોનાની ખાણ જોવા જવાનો વખત થયો અમે તૈયાર થઇ વાહનમા બેસી ખાણ આગળ ગયા લિફ્ટમા ખૂબ નીચે ઉતરવાનુ હતુ અમારામાના ઘણાખરાને માટે આ પહેલો પ્રસગ હતો એથી કેટલાકની છાતી ધડકતી હતી અમે ખાણમા નીચે ઉતર્યા ત્યારે ત્યા પુષ્કળ ગરમી જણાતી હતી એ ખાણમા ચોક્ખુ સોનુ ન હતુ, પરતુ માટીની સાથે મળેલુ હતુ કામ કરનારા માણસો એ એકઠુ કરતા હતા એ બતાવતા અમારા શિક્ષકે કહ્યુ કે આપણે આવા સોનાને 'સચિત્ત' કહીએ છીએ, કેમકે જ્યા સુધી એ ખાણમા હોય ત્યા સુધી એનામા જીવ હોય છે ખાણમાથી બહાર કાઢી એને તપાવતા એ નિર્જીવ બને છે એવા

સોનાને આપણે 'અચિત્ત' કહીએ છીએ સોનાની ખાણની જેમ લોઢાની, તાબાની અને રુપાની પણ ખાણ હોય છે એ ધાતુઓ પણ જ્યા સુધી ખાણમા હોય ત્યા સુધી 'સચિત્ત' ગણાય છે અને એને ચોક્ખી બનાવ્યા પછી એ 'અચિત્ત' થાય છે વળી કોઇ બે કે વધારે ધાતુઓની મેળવણીથી નવી ધાતુ બનાવાય તો તે ધાતુ પણ 'અચિત્ત' ગણાય છે દાખના તરીકે તાબુ અને જસતના મિશ્રણથી જે પિત્તળ બને છે તે 'અચિત્ત' છે એવી રીતે તાબુ, જસત અને કલાઇના મિશ્રણથી બનતુ કાસુ પણ 'અચિત્ત' છે વળી કોપરગ્લાસ પણ 'અચિત્ત' છે

બધી સચિત્ત ધાતુઓ 'પૃથ્વીકાય કહેવાય છે, કેમકે એ બધાનુ શરીર પૃથ્વી છે સચિત્ત ધાતુઓની પેઠે ઠેકુ, જુદા જુદા રગની માટી અને પત્થર પણ 'પૃથ્વીકાય' છે આ ઉપરાત હીરા, નીલમ, માણેક, સ્ફટિક, ગોમેદક અને કર્કેતન વગેરે રત્નો પણ પૃથ્વીકાય છે હીરા વગેરેને સરાણે ચડાવતા એ 'અચિત્ત' બને છે જ્યા સુધી હીરા ખાણમા હોય ત્યા સુધી તો તે 'સચિત્ત' છે

થોડી વારે અમે લિફ્ટમા બેસીને ખાણની બહાર આવ્યા પછી અમારે મુકામે જઇ નાસ્તો કરી એ દિવસે અમે આરામ લીધો બીજે દિવસે બેંગનોગમા બીજી જોવા જેવી જગ્યાઓ જોવા ગયા ત્રીજે દિવસે ત્યાથી નીકળી અને આગગાડી મારફત પાછા અમારા શહેરમા આવી ગયા

---

## કિરણ ૧૬ મુ. ગોચરી ભાગ ૧ લો

જેમ આપણને હવાની જરુર છે તેમ આહારની પણ જરુર છે આખી જીદગી સુધી બિલકુલ આહાર લીધા વિના ચલાવી લેવાય નહિ, કેમકે દેહ એના વિના ટકી શકે તેમ નથી આથી મુનિવરોને પણ આહાર એક જરુરિયાતની ચીજ છે હા, એટલો ફેર છે કે મુનિવરો પેટને ભાડુ આપવાની દૃષ્ટિએ આહાર લે છે તેઓ કઈ જીભના સ્વાદ માટે કે મોજની ખાતર આહાર લેતા નથી વળી તેઓ જે આહાર લે છે તે અચિત્ત હોય છે, કેમકે સચિત્ત વસ્તુને અડકીને રહેલી અચિત્ત ચીજ પણ તેમને ખપે નહિ

મુનિ જાતે રસોઇ કરતા નથી કે કરાવતા નથી તેમજ તેમને ઉદ્દેશીને રંધાયેલી કે તૈયાર કરાયેલી કોઇ ચીજ તેઓ લેતા નથી વળી કોઇનુ નોતરુ પહેલેથી સ્વીકારી તેમને ઘેર ભિક્ષા માટે જતા નથી, કેમકે એમ ન કરે તો તેમને નિમિત્તે તૈયાર કરેલી વસ્તુ લેવાનો વારો આવે તેઓ ભિક્ષા માટે નીકળે ત્યારે તે આપનારને કશી તકલીફ અપાયા વિના તેની પાસેથી ભિક્ષા મળે તો તેઓ તે લે છે આ પ્રમાણેની ભિક્ષા લેવી તે 'ગોચરી' કહેવાય છે, કેમકે જેમ ગાય ચારો ચરે છે ત્યારે તે એક જ ઠેકાણેથી બધુ ઘાસ જડમૂળથી ઉખેડી ઉખેડીને ખાઇ જતી નથી, પરતુ ઉપર ઉપરથી થોડુ થોડુ બધેથી ખાય છે તેમ મુનિવરો પણ કોઇ એક જ ગૃહસ્થને ત્યાથી બધો ખોરાક ન લેતા જુદે જુદે ઘેરથી થોડો થોડો લે છે અને તે પણ તેમને ત્યા ફરીથી એ તૈયાર કરવો ન પડે તેનુ ધ્યાન રાખીને લે છે આ પ્રમાણેની ગોચરીને 'માધુકરી' કે 'ભ્રામરી વૃત્તિ' પણ કહેવામા આવે છે, કારણ કે જેમ ભમરો અનેક ફૂલોનો રસ ચૂસે છે, પરતુ કોઇ પણ ફૂલને તદ્દન નીરસ બનાવી દેતો નથી, તેમ મુનિઓ પણ ભિક્ષા લેતી વેળા પૂરેપૂરી સભાળ રાખે છે

મુનિવર ગોચરી માટે જાય તે પહેલા કોને કેટલો આહાર જોઇશે તે પૂછી લે છે એનો જવાબ સાકેતિક ભાષામા અપાય છે એમ કરવાનુ કારણ એ છે કે પાસે કોઇ શ્રાવક કે શ્રાવિકા ઊભેલ હોય તો મહારાજને કઇ ચીજ જોઇએ છે તેની ખબર તેને ન પડી જાય જો એ ખબર પડી જાય તો કદાચ તે મહારાજને નિમિત્તે તે વસ્તુ ઘેર જઇ તૈયાર કરે કે કરાવે

પહેલેથી પૂછીને આહાર લાવવાનો હેતુ એ છે કે જેટલા આહારની જરુર હોય તેથી વધારે ન આવી જાય

ચિત્ર ૧૭ મુ. ગોચરી ભાગ ૨ જો



ગોચરીએ નીકળતા પહેલા મુનિરાજ ઝોળી અને પટલાને બરાબર જોઈ કરી પૂંજણી વડે ભિક્ષાના પાત્રોની પ્રતિલેખના કરે છે રોટલી ભરવાના ગરમા જેના લાકડાના વાસણો 'પાતરા' કહેવાય છે ગોચરીએ જતા સામાન્ય રીતે ચઢઉતરના ત્રણ પાતરા નાખવામા આવે છે પાતરાઓમા રોટલી ભાત, શાક વગેરે ઘટ્ટ પદાર્થો લેવામા આવે છે વળી ગોચરીએ જનારા મુનિ લોટા જેવુ એક વાસણ રાખે છે એ 'તરપણી' કહેવાય છે

તરપણીનુ મોઢુ ખુલ્લુ રહેતુ હોવાથી એને ઢાંકવા માટે તેઓ એક બીજુ લાકડાનુ નાનુ વાસણ રાખે છે એને 'ચેતનો' કહેવામા આવે છે ચેતના ઉપર લાકડાનુ ઢાકણ હોય છે ચેતનો ન હોય તો તરપણીને ઢાંકવા માટે તેઓ 'ટોપરી'નો ઉપયોગ કરે છે કેટલાક એને 'કાચલી' કહે છે

તરપણી તેમજ ચેતનામા પ્રવાહી પદાર્થો લેવામા આવે છે

એકલુ પાણી લાવવુ હોય ત્યારે તો તરપણીના જેવુ, પણ એનાથી મોટુ એવુ એક લાકડાનુ વાસણ કામમા લેવાય છે એ 'લોટ' કહેવાય છે પાણી

---

૧ પાત્રુ ૨ તરપણી ૩ ચેતના ૪ ટોપરી ૫ લોટ ૬ ટોપસો

લાનવા માટે લોટને બદલે માટીનો વડો પણ વપરાય છે લોટને તેમજ ઘડાને ઊચકવો ફાવે તે માટે એના ગળામા એક દોરી બાંધવામા આવે છે પાણી લાવવા માટે કેટલાક સાધુઓ તુબડી પણ વાપરે છે

વન્સાદની મોસમમા ગોચરી માટે જતી વેળા મુનિરાજ માથે કામળી ઓઢીને બહાર નીકળે છે કોઇ ગૃહસ્થનુ વગ આનતા સા દાખલ વતા તેઓ 'ધર્મલાભ' એમ બોલે છે અને પછી ખપજોગી અને લઇ શકાય તેવી ચીજ મળે તો તેઓ લે છે કોઇ કઇ ન આપે તો તેઓ નારાજ વતા નથી આવે વખતે ગોચરી ન મળનાથી અનાયાસે તપનો લાભ મળ્યો એમ તેઓ માને છે ગોચરી લઇને નીકળતા ફરીથી તેઓ 'ધર્મલાભ' એમ કહે છે

જો કોઇ ગર્ભવતી સ્ત્રી ભિક્ષા આપવા માટે ઊભી થાય તો તેના હાથે મુનિ ભિક્ષા લે નહિ એવી જ રીતે કોઇ સ્ત્રી બાળકને ધવરાવતી હોય અને તે બાળકને ધાવતુ છોડાવીને ભિક્ષા આપવા ઊઠે તો મુનિ એના હાથથી પણ ભિક્ષા લે નહિ આવા તો અનેક નિયમો મુનિને ગોચરી લેતી વખતે પાળવાના હોય છે

ગોચરી લાવ્યા પછી તેઓ શુ શુ લાવ્યા છે તે તેઓ પોતાના સમુદાયમા જે મોટા મહારાજ હોય તેમને બતાવે છે પછી બધા મુનિઓ સૌ સૌના પાતરા લઇને પોતપોતાનુ આસન માડી બેસે છે, અને જેમણે જે મગાવ્યુ હોય તેમને તે પીરસવામા આવે છે

આહાર કરતી વેળા પાણી પીવા માટે ઘણાખરા મુનિઓ પાતરુ વાપરે છે લોટ કે ઘડો વાંકો વાળીને તેઓ એમા પાણી લે છે, પણ તેઓ કોઇ પણ વાસણ એમા બોળતા નથી પાણી પીવા માટે કેટલાક પહોળા મોઢાના પ્યાલા જેવુ લાકડાનુ વાસણ વાપરે છે એ વાસણને 'ટોપસો' કહેવામા આવે છે પાણી પીધા પછી મુનિરાજ એ ટોપસો કપડાથી લૂછી નાખે છે

આહાર કરી રહ્યા પછી મુનિરાજ પોતપોતાના પાતરા ધોઇને સાફ કરે છે અને એને કપડા વડે લૂછી નાખે છે જે જગ્યા ઉપર આહાર કરવા બેઠા હોય તે જગ્યા પણ તેઓ સાફ કરી નાખે છે, કેમકે તેમને પોતાનુ દરેક કામ પોતાને હાથે જ કરવાનુ વિધાન છે

ગોચરીના નિયમો સાધુઓને અને સાધ્વીઓને માટે લગભગ સરખા છે

---

# કિરણ ૧૮ મુ એગિંદ્રિય

જે જીવોને ફક્ત સ્પર્શન ઇન્દ્રિય હોય છે તેઓ 'એગિંદ્રિય' કહેવાય છે એ જીવોને 'સ્થાવર' પણ કહેવામા આવે છે ને એ સિવાયના સસારમા રહેલા બધા જીવોને 'ત્રસ' કહેવામા આવે છે

એગિંદ્રિય જીવોના પાચ પ્રકારો પડે છે (૧) પૃથ્વીકાય, (૨) જલકાય, (૩) અગ્નિકાય, (૪) વાયુકાય અને (૫) વનસ્પતિકાય

આપણે શીખી ગયા તેમ જે જીવોનુ શરીર પૃથ્વી છે તેઓ 'પૃથ્વીકાય' કહેવાય છે જે જીવોનુ શરીર પાણી છે તેઓ 'જલકાય' કહેવાય છે એ જીવોનુ બીજુ નામ 'અપ્કાય' છે જે જીવોનુ શરીર અગ્નિ છે તેઓ 'અગ્નિકાય' કહેવાય છે અગ્નિકાયને 'તેજસ્કાય' પણ કહેવામા આવે છે જે જીવોનુ શરીર પવન છે તેઓ 'વાયુકાય' કહેવાય છે અને જે જીવોનુ શરીર ઝાડ વગેરે છે તેઓ 'વનસ્પતિકાય' કહેવાય છે

આ પાચે જાતના એગિંદ્રિયના સૂક્ષ્મ અને બાદર એમ બબ્બે ભેદો પડે છે એમાના સૂક્ષ્મ જીવો એટલા બધા નાના છે કે એ આપણાથી દેખી શકાતા નથી સૂક્ષ્મદર્શક યત્રની મદદથી પણ એ દેખી શકાય નહિ સૂક્ષ્મ પૃથ્વીકાયથી માડીને તે સૂક્ષ્મ વનસ્પતિકાય સુધીના બધા જીવો આખા લોકમા છે આ દુનિયામા કોઇ પણ એવુ સ્થાન નથી કે જ્યા એ જીવો ન હોય

બાદર પૃથ્વીકાયથી માડીને બાદર વનસ્પતિકાય સુધીના જીવો બધે નથી એ જીવોની તો આપણને ખબર પડે છે, કેમકે તેમના શરીરો આપણે જોઇ શકીએ છીએ ૧૫ મા કિરણમા પૃથ્વીકાયના ધાતુ વગેરે જે ભેદો ગણાવ્યા છે તે બાદર પૃથ્વીકાયના ભેદ છે એ પ્રમાણે વરસાદનુ પાણી, ધુમ્મસનુ પાણી, બરફ, કરા વગેરે બાદર જલકાયના ભેદો છે એવી રીતે વીજળી, અગારે, તણખા વગેરે બાદર અગ્નિકાયના ભેદો છે જુદી જુદી દિશાઓમાથી વાતા અને અનુભવાતા પવનો, ઝઝાવાત, અવાજ કરતો પવન, શ્વાસ વગેરેને ભમાડનો પવન ઇત્યાદિ બાદર વાયુકાયના ભેદો છે ઝાડ, છોડવો, વેલો, પાન, ફલ, ફૂલ વગેરે બાદર વનસ્પતિકાયના ભેદો છે

જેમ ઘર્ષણ, છેદન, ભેદન વગેરે જાતના આઘાત લાગનાથી સચિત્ત પૃથ્વીકાય

અચિત્ત બને છે તેમ પાણીને ગરમ કરવાથી અથવા એમા સાકર વગેરે પદાર્થ નાખવાથી એ પાણી અચિત્ત બને છે આ પ્રમાણે સચિત્ત અગ્નિકાય ઉપર પાણી રેડવાથી એ અચિત્ત બને છે વાયુકાય અને વનસ્પતિકાય પણ હણાતા અચિત્ત બને છે

---

## કિરણ ૧૯ મુ જયણા

ઉનાળાની રજા પડી હતી એથી હવે વત્સલાને પહેલા કરતા વધારે નવરાશ મળતી હતી એ જોઇને એની મા ઊર્મિલાને વિચાર આવ્યો કે આને ઘરનુ કામકાજ શિખવવાની આ સારી તક છે તેણે વત્સલાને કહ્યુ કે તુ હવે થોડા વખતમા મોટી થશે અને તારે ઘરનુ કામકાજ કરવુ પડશે, વાસ્તે તુ અત્યારથી થોડુ થોડુ શીખતી જાય તો પાછળથી તને અઘરૂ નહિ પડે સૌથી પ્રથમ તો આપણને દરેક કામ જયણાથી કરતા આવડવુ જોઇએ

વત્સલા—બા ! જયણા તે શુ ?

ઊર્મિલા—આપણે ગૃહસ્થ છીએ એટલે વાસીદુ વાળવુ, પાણી ભરવુ, ખાડવુ, દળવુ, રસોઇ કરવી વગેરે અનેક કામો આપણને કરવા પડે આના કામોમા સ્થાવર જીવોની હિંસાથી તો આપણે બચી શકીએ નહિ પરતુ નિરપરાધી ત્રસ જીવોની હિંસાથી તો બચવા માટે આપણે જરુર કોશીશ કરવી જ જોઇએ એ માટે જે સભાળ રાખવી ઘટે તે 'જયણા' કહેવાય છે આને આપણે 'ઉપયોગ પણ કહીએ છીએ આપણે કયા કામમા કેવી રીતે જયણા રાખવી જોઇએ તે હુ તને સમજાવુ સાભળ વાસીદુ વાળતી વેળા જીવજતુને ઇજા ન થાય એવી રીતે કચરો કાઢવો અને તેમ કરવા માટે બને તેટલી સુવાળી સાવરણી વાપરવી આપણે પાણી ભરવામા પણ જયણા રાખવી જોઇએ

વત્સલા—એ કેવી રીતે બને ?

ઊર્મિલા—સખારો સાચવીને

વત્સલા—એ કઇ મને સમજાયુ નહિ

ઊર્મિલા—જેમ માછલીને પાણીની બહાર કાઢીએ તો તે તરફડીને મરી જાય તેમ જુદી જુદી જાતના પાણીને સેળભેળ કરવાથી એ પાણીના જીવો મરી જાય આથી જે ગળણા વડે પાણી ગાળ્યુ હોય તે ગળણાને નીચોવતા પહેલા તેમા આવેલા જીવોને પાછા તે જ પાણીમા મૂકી દેવા જોઇએ આમ કરવાથી 'સખારો સાચવ્યો' એમ કહેવાય

આ તો પાણીની વાત થઇ હવે રસોઇ કરતી વેળા શી જયણા રાખવી જોઇએ તે હુ તને કહુ છુ સાથે સાથે સ્વચ્છતા વિષે પણ કહેતી જઇશ જો, સૌથી પહેલા તો ચૂલો પૂજણી વડે પૂજવો જોઇએ પછી લાકડા ખખેરીને સળગાવવાં

જોઇએ જેથી એમાં કોઇ જીવજંતુ હોય તો તે બળી ન જાય નાહીને ચોક્ખાં કપડાં પહેરી રસોઇ કરવા બેસવું. રસોઇ કરવામાં તાજું ને ગાળેલું પાણી વાપરવું. કેટલાંક લોકો ગોળીમાં પણ પીધેલાં વાસણ બોળે છે અને પછી તેવું એંઠું પાણી રસોઇના કામમાં લે છે આપણે કદી તેમ ન કરવું વળી રસોઇ કરતા એઠુંજૂઠુ સાચવવાનું ભૂલવું નહિ કેટલીક સ્ત્રીઓ એંઠે હાથે જ બરણીમાંથી અટાથણુ લે છે. વળી કોઇક હાથ તો ધૂએ છે, પરંતુ તે બરાબર લૂછ્યા વિના જ અથાણાની બરણીમાથી અથાણુ કાઢે છે. એમ કરવાથી અથાણુ બગડી જવાનો ભય રહે છે, કેમકે એમા પાણીનો પાસ રહેવાથી જીવ ઉત્પન્ન થવાનો સંભવ છે દાળ ને ચોખા વીણીને સાફ કરી રાખેલાં હોય તો પણ એ ઓરતી વેળા એક વાર તે ફરીથી તપાસી જોવાં વળી બહુ દિવસનો લોટ હોય તો તે પણ ચાળીને કામમા લેવો, નહિ તો જીવજંતુવાળા એ લોટની રોટલી વગેરે પેટમા જતાં આપણી તદુરસ્તી બગડે

શાક માટે પણ એક બે બાબત ધ્યાનમા રાખવા જેવી છે. એને બરાબર ધોઇ કરીને સમારવું જેથી ઇયળ, કચરો વગેરે પેટમા જવાનો સંભવ ન રહે વળી ભૂલથી શાક સડેલુ આવ્યુ હોય તો એ સમારતી વેળા સડેલા ભાગના ઉપર કાપ ન મૂકાઇ જાય તેની કાળજી રાખવી ગુવા જેવુ શાક તૈયાર કરતી વેળા એના ઢળિયા રાખમા નાખવા, નહિ તો એની ચીકાસથી જીવજતુ વગેરે એની સાથે ચોંટી જતા તેમને હેરાન થવાનો વારો આવે.

રસોઇ કરી રહ્યા પછી ઘી વગેરે પદાર્થોને બરાબર ઢાકીને રાખવા, નહિ તો તેમા ઘરોળીનો ગર કે એવુ કઇ પડે અને જો તે ખાવામા આવે તો કોઇ વખત જીવ જાય.

## કિરણ ૨૦ મુ. દાનત તેવી બરકત

એક શહેરમાં એક નગરશેઠ રહેતા હતા તેઓ કુટુંબકબીલે અને પૈસે ટકે ઘણા સુખી હતા તેમના મરણ બાદ વખત જતા તેમના કુટુંબમાંથી તેમની પત્ની અને એક નાની પુત્રી સિવાય બધા મરી પરવાર્યાં ધીરે ધીરે પૈસો પણુ ઓછો થતો ગયો નગરશેઠની પત્ની હવે ઘરડી થઇ ગઇ હતી. ઘરમા કોઇ કમાઇ લાવે તેમ હતુ નહિ એટલે ઘરચીલુ વેચીને તે ઘર ચલાવતી.

ઘર મોટુ અને નોકર કોઇ મળે નહિ એટલે આખા ઘરમા બધે વાસીદુ પણ વાળી શકાતુ નહિ એથી જ્યા ત્યા કચરાના અને ભાંગેલા સામાનના ઢગલા પડેલા રહેતા તેમા એક સોનાની ભાંગેલી થાળી પણ હતી એની વચ્ચે એક ફૂલ હતુ તે હીરાથી જડેલુ હતુ પરતુ એ થાળી ઉપર એટલો બધો કચરો બાઝ્યો હતો કે એ થાળી સોનાની છે અને ફૂલ હીરાનુ છે એમ ભાગ્યે જ કોઇને ખબર પડે

એક દહાડો એ ડોસીની શેરીમા એક રમકડા વેચનારો આવ્યો 'રમકડાં લો, રમકડા' એમ તે મોટેથી બોલતો હતો એનો અવાજ સાભળી પેલી ડોસીની છોકરી ઘરમાથી બહાર આવી રમકડામા એક પિત્તળનો હાથી હતો તે લેવાનુ તેને મન થયુ તેણે પોતાની માને કહ્યુ કે બા! બા! મને તું આ હાથી અપાવ એ સાભળીને ડોસીને ઘણુ દુ ખ થયુ, પરતુ બાળકનુ મન કેમ દુભાવાય એવા વિચારથી તેણે પેલા રમકડાવાળાને આજીજી કરી કહ્યુ કે ભાઇ! હુ તને એકાદ ભાગ્યુતૂટ્યુ વાસણ આપુ એના બદલામા તુ આ છોકરીને આ હાથી આપજે એમ કહીને ડોસી ઘરમાથી પેલી ભાગેલી થાળી લઇ આવી રમકડા વાળાએ એ હાથમા લીધી તો વચમા તેને હીરા જેવુ ચળકતુ જણાયુ તેણે પાસે પડેલા ખીલા ઉપર એ થાળી ઘસી જોઇ તો તે સોનાની હોવાની તેને ખાતરી થઇ તેને લાગ્યુ કે પૈસાદાર બનવાનો આ સરસ લાગ છે આથી તે બોલ્યો કે ડોસી! આ તો લોખડનુ પતરુ છે એના તો બે દોઢિયા પણ ઉપજે તેમ નથી એમ કહી તેણે એ થાળી ફેંકી દીધી ને પછી તે ચાલતો થયો તેના મનમા એમ હતુ કે આમ કરવાથી છોકરી હઠ કરશે એટલે ડોસી આવી બીજી કોઇ થાળી હશે તો તે પણ મને પાછો બોલાવીને આપશે

એ રમકડાવાળાના ગયા પછી એક બીજો રમકડાવાળો એ શેરીમા આવ્યો

એની પાસે પણ પિત્તળનો હાથી હતો 'પેલી છોકરીને એ ખરીદવાનુ મન થયુ તેથી તે દોડતી દોડતી પોતાની મા પાસે ગઇ અને કહેવા લાગી કે મા !-મને આ હાથી અપાવ ' ;

' આ વખતે ડોસીનુ હૃદય ભરાઇ આવ્યુ તેની આંખમા આંસુ આવી ગયાં તેણે ગળગળે અવાજે કહ્યું બેટા ! આપણે હાથી શેનો લઇશુ ?

છોકરી—આ થાળીનો

ડોસી—બેટા ! એ થાળીનો હાથી નહિ આવે જોને, પેલા રમકડાવાળાએ હમણા જ એ કેવી ફેંકી દીધી હતી ?

છોકરી—મા ! આ રમકડાવાળો એનો નથી હુ એના ટોપલાને અડકી તો પણ એણે મને કશુ કહ્યુ નહિ અને મને આ સારો હાથી કાઢી આપ્યો

આમ વાતચીત કરતા કરતા ડોસી છોકરી સાથે બહાર આવી પછી તે રમકડાંવાળાને વિનવવા લાગી કે ભાઇ ! મારી પાસે ફૂટી બદામ પણ નથી, ફક્ત આ એક ભાંગેલી થાળી છે જો, તુ એ લઇ ને આ છોકરીને તારી બેન સમજી હાથી આપીશ તો ઈશ્વર તારુ ભલુ કરશે

રમકડાવાળાએ એ થાળી હાથમા લીધી તો તેને ઝટ માલમ પડ્યુ કે એ સોનાની હતી અને તેમા હીરાનુ ફૂલ હતુ તેણે એ વાત ડોસીને કહી ડોસી તો એ સાંભળીને સડક જ થઇ ગઇ તે રમકડાવાળાને કહેવા લાગી કે ભાઇ ! તારો હાથ અડકનાથી લોઢુ મટીને સોનુ થઇ ગયુ હશે હમણા જ એક રમકડાવાળો આવી ગયો તેણે તો મને સાફ કહ્યુ કે આમા કશો માલ નથી

આ સાંભળીને રમકડાવાળાએ જવાબ આપ્યો કે માજી ! મારે હાથે કઇ ચમત્કાર થયો નથી આ થાળી તો ખરેખર પહેલેથી જ સોનાની હતી એમ કહી તેણે રમકડાંનો આખો ટોપલો ડોસીને સ્વાધીન કર્યો પછી તે એની રજા લઇને થાળી વેચના માટે બજારમાં ગયો એ થાળીના ૧૦,૦૦૦ રુપિયા ઉપજ્યા એ લઇને તે ડોસી પાસે આવ્યો પછી તેણે બધા રુપિયા ડોસીને ગણી આપી તેમાંથી હાથીની કિંમત જેટલા પૈસા પોતાને આપવા કહ્યુ

એ ઉપરથી ડોસી બોલી કે ભાઇ ! તુ ક્યા રહે છે ? તારા માબાપ શુ કરે છે ?

રમકડાંવાળો—ઉપર આભ અને નીચે ધરતી એવી મારી દશા છે મારાં માબાપ મરી ગયેલા છે મારે રહેવાને ઘર નથી

ડોસી—ત્યારે તું મારે ત્યાં રહીશ? હું તને મારા દીકરા તરીકે રાખીશ. તું આ છોકરીને તારી બેન ગણજે.

રમકડાંવાળાએ પહેલાં તો ના પાડી, પરંતુ ડોસીએ તેને બહુ સમજાવ્યો ત્યારે તે ડોસીને ત્યાં રહ્યો. ધીરે ધીરે તેણે પેલા ૧૦,૦૦૦ રુપિયા વડે વેપાર કરવા માંડ્યો અને વખત જતાં તે ઘણું કમાયો અને સુખી થયો.

---

## કિરણ ૨૧ મું. સંસારી જીવો

જીવોના મુખ્ય બે પ્રકાર પડે છે. (૧) મુક્ત અને (૨) સંસારી જે જીવો મોક્ષે ગયા છે તેઓ 'મુક્ત' કહેવાય છે, અને જે જીવોને મુક્તિ મળી નથી તેઓ 'સંસારી' કહેવાય છે. આપણે સંસારી છીએ.

બધા સંસારી જીવોને પાંચે ઇન્દ્રિયો હોતી નથી કેટલાકને એક, કેટલાકને બે, કેટલાકને ત્રણ, કેટલાકને ચાર અને આપણા જેવા મનુષ્યોને પાંચ ઇન્દ્રિયો હોય છે સ્વર્ગમાં વસતા દેવોને તેમજ નરકમાં રહેતા નારકોને પણ આપણી પેઠે પાંચ ઇન્દ્રિયો હોય છે વળી ગાય, ભેંસ વગેરે પશુઓ, પખીઓ, માછલાઓ ઇત્યાદિને પણ પાંચ ઇન્દ્રિયો હોય છે પાંચ ઇન્દ્રિયોવાળા જીવો 'પંચેદ્રિય' કહેવાય છે

કયા જીવોને કેટલી ઇન્દ્રિયો હોય છે તે દૃષ્ટિએ વિચાર કરતા સંસારી જીવોના પાંચ પ્રકારો પડે છે (૧) એકેંદ્રિય, (૨) બેઇંદ્રિય, (૩) તેઇંદ્રિય, (૪) ચઉરિંદ્રિય અને (૫) પંચેંદ્રિય

મનુષ્ય, દેવ અને નારક સિવાયના બધા સંસારી જીવો 'તિર્યંચ' કહેવાય છે એ તિર્યંચોના ઇન્દ્રિયોની સંખ્યા પ્રમાણે એકેંદ્રિયથી માંડીને પંચેંદ્રિય એમ પાંચ પ્રકારો પડે છે આમાના પહેલા ચાર પ્રકારનું થોડુક સ્વરૂપ આપણે એકેંદ્રિય, બેઇંદ્રિય, તેઇંદ્રિય અને ચઉરિંદ્રિય એ મથાળાવાળા કિરણોમા વિચારી ગયા છીએ અહીં આપણે એ સંબંધમા એટલું ઉમેરીશું કે બેઇંદ્રિય, તેઇંદ્રિય અને ચઉરિંદ્રિય જીવોને 'વિગલેંદ્રિય' કહેવામાં આવે છે

પંચેંદ્રિય તિર્યંચના ભેદો વિષે અહીં થોડોક વિચાર કરીશુ તો જણાશે કે એના (૧) જળચર, (૨) સ્થળચર અને (૩) ખેચર એમ ત્રણ ભેદો પડે છે, જળમા રહેનારા જીવો 'જળચર', જમીન ઉપર ચાલનારા જીવો 'સ્થળચર' અને આકાશમાં ઉડનારા જીવો 'ખેચર' કહેવાય છે માછલાં, કાચબા, મગર વગેરે જીવો 'જળચર' છે ગાય, ભેંસ વગેરે ચોપગા જનાવર, નોળીયા, છછુંદર, સરડા, ઉંદર વગેરે ભુજા વડે ચાલનારા જીવો તેમજ સાપ, અજગર વગેરે પેટે ચાલનારા જીવો 'સ્થળચર' છે હંસ, ચકોર, ચક્રવાક, સારસ વગેરે પખીઓ 'ખેચર' છે

## કિરણ ૨૨ મુ કબૂતર ને બાજ

પુંડરીકિણી નગરીમા મેઘરથ નામે રાજા રાજ્ય કરતા હતા. એક દહાડો તેઓ એક ઠેકાણે બેઠા હતા એવામા એક કબૂતર ઉડતુ ઉડતુ આવીને તેમના ખોળામા બેઠુ તે થરથર ધ્રુજતુ હતુ તેનુ મુખ સફેદ પૂણી જેવુ ફિક્કુ પડી ગયું હતુ, અને તેની આંખ દયા માટે તરસતી રહેલી જણાતી હતી એ ઉપરથી રાજાને લાગ્યું કે આ કબૂતર મને મૂગી ભાષામાં કહે છે કે હે મહારાજ! મને બચાવો, હુ આપને શરણે આવ્યું છુ આમ સમજતા રાજાએ એના ઉપર હાથ ફેરવ્યો અને કહ્યુ કે હવે તારે બીવાનુ કઇ કારણ નથી હુ તારુ રક્ષણ કરીશ

રાજા કબૂતરને આ પ્રમાણે દિલાસો આપી રહ્યો હતો એટલામા તો પાંખ ફફડાવતો એક બાજ ત્યા આવ્યો તે કોઇ શિકારની શોધમા હોય એમ તેની આખ ઉપરથી જણાતું હતુ મનુષ્યની ભાષામા તેણે રાજાને કહ્યુ કે હે નરદેવ! હુ ભૂખ્યો છુ અને આ કબૂતર મારુ ભક્ષ્ય છે, વાસ્તે મને એ ખાવા આપો

રાજા—હુ ક્ષત્રિય છુ એટલે શરણે આવેલાને આપી શકુ નહિ વળી તારે પારકાના પ્રાણ લઇને જીવવુ ઠીક ન કહેવાય કોઇ તને મારી નાખે તો તને જેવુ દુ ખ થાય તેવુ દુ ખ આ કબૂતરને પણ થાય જ, તો પછી તારાથી એને કેમ મરાય? વળી માની લઇએ કે એ ખાવાથી તને ઘડીભર તૃપ્તિ થશે, પરતુ એ બિચારાનો જીવ જશે વધારામા પચેંદ્રિય જીવનો વધ કરવાથી તારે નરકે જવુ પડશે, અને ત્યા દારુણ વેદનાઓ સહન કરવી પડશે, વાસ્તે તુ આને ખાવાની વાત છોડી દે

બાજ—હુ એ કઇ સમજતો નથી મારો જીવ ભૂખથી તરફડિયા મારે છે મને આ કબૂતર ખાવા આપો અને મારા પ્રાણ બચાવો

રાજા—હુ તને ખાવાનુ આપવાની ક્યા ના કહુ છુ? આ કબૂતરને ખાવાની વાત તુ પડતી મૂક

બાજ—મારે તો માસ જ જોઇએ

રાજા—હુ આ કબૂતરને તો નહિ જ મારવા દઉ, તારે જોઇએ તો મારુ માસ આપુ

બાજ—ઠીક, હુ એ વાત મજુર રાખુ છુ ચાલો, જલદી કરો મને આ કબૂતરના જેટલુ માસ તમારા શરીરમાથી કાઢી આપો મને કકડીને ભૂખ લાગી છે

રાજાએ ઝટ ત્રાજવુ મગાવ્યુ અને તેના એક પલ્લામાં કબૂતરને મૂક્યુ અને બીજા પલ્લામાં પોતાના શરીરમાથી માસ કાપીને મૂક્યુ, પરતુ કબૂતરવાળુ પલ્લુ નીચુ રહ્યુ આથી તેમણે બીજુ વધારે માંસ કાપીને બીજા પલ્લામાં મૂક્યુ તો પણ કબૂતરવાળુ પલ્લુ તો નીચુ જ રહ્યુ તેમણે વધારે ને વધારે માંસ કાપીને મૂકવા માંડ્યુ, પરતુ કેમે કરી કબૂતરવાળુ પલ્લુ ઊંચુ આવ્યુ જ નહિ, ઉલટુ એ તો નીચુ જ જવા લાગ્યુ

આ પ્રમાણે કબૂતરને વજનમા વધતુ જતુ જોઇને મેઘરથ રાજા જાતે બીજા પલ્લામાં બેસી ગયા એ જોઇને બધે હાહાકાર થઇ ગયો સામતો, પ્રધાનો અને લોકો રાજાને કહેવા લાગ્યા કે આ એક પક્ષીની ખાતર શા સારુ આપ આપના દેહનો ભોગ આપો છો? વળી આ કબૂતર પણ પક્ષી જણાતુ નથી, પરતુ કોઇ દાનવ લાગે છે, નહિ તો એનુ વજન આટલુ બધુ હોય જ નહિ

આ તરફ રાજા જવાબ આપે તે પહેલા તો કબૂતર અને બાજ એ બે પક્ષીઓ અદૃશ્ય થઇ ગયા અને તેમની જગ્યાએ ત્યા એક તેજસ્વી દેવ પ્રગટ થયો એ દેવે રાજાને કહ્યુ કે ઈશાન દેવલોકના ઇન્દ્રે જે તમારી તારીફ કરી તે મને વધારે પડતી લાગી, તેથી મેં તમારી પરીક્ષા કરવા માટે કબૂતર અને બાજને ઊભા કર્યાં હતાં રાજાજી! તમે મારી પરીક્ષામા સફળ થયા છો એથી હુ તમને ધન્યવાદ આપુ છુ; મારો આ અપરાધ માફ કરો એમ કહીને તે દેવે રાજાનુ શરીર જેવુ હતુ તેવુ બનાવી દીધુ અને પછી તે પોતાને સ્થાનકે ચાલ્યો ગયો

મેઘરથ રાજાએ અતમાં દીક્ષા લીધી, અને વીસ સ્થાનકની આરાધના કરી તેમણે તીર્થંકર—નામકર્મની નિકાચના કરી આયુષ્ય પૂરુ થતા કાળ કરીને તેઓ સર્વાર્થસિદ્ધ વિમાનમા ઉત્પન્ન થયા ત્યાંથી ચ્યવીને તેઓ આપણા સોળમા તીર્થંકર શાતિનાથ થયા છે

## કિરણ ૨૩ મું. પર્યુષણ પર્વ

શિક્ષક—જુઓ છોકરાઓ! કાલથી આપણુ પર્યુષણ પર્વ બેસે છે એટલે તમને આઠ દિવસની રજા પડશે એ દિવસોમાં શુ કરવુ જોઇએ તે હુ તમને સમજાવુ છુ

આપણો એક તહેવાર સારુ સારું ખાવા માટે કે મોજ કરવા માટે નથી ઇન્દ્રિયો અને મનને ગમે તેમ વર્તવા દેવા તે ઠીક ન કહેવાય, કેમકે એમ કરવાથી તો આપણુ અહિત થાય આથી ઇન્દ્રિય અને મન પાસે યોગ્ય કામ લેતા આવડે તેમ તેને કેળવવાની જરૂર છે એવી તાલિમ મેળવવા માટે આપણા બધા તહેવારોમા પર્યુષણ પર્વ શ્રેષ્ઠ છે એ પર્વ કોઇ તીર્થંકરના કલ્યાણકનો દિવસ નથી કે કોઇ મહાનુભાવના જીવનનો ખાસ પ્રસગ નથી એ તો જીવનને ઉજ્જ્વળ બનાવનારુ આઠ દિવસનુ પર્વ છે એથી એના બધા દિવસો ધાર્મિક ક્રિયામાં ગાળવા જોઇએ ઘણાખરા લોકો આવતી કાલે ઉપવાસ કરશે આ ઉપરાત કેટલાક આજથી ત્રીજે દિવસે અને કેટલાક ચોથે દિવસે તેમજ આ પર્વના છેલ્લા દિવસોમાં પણ ઉપવાસો કરશે કેટલાક આ આઠે દિવસોમાં છૂટા છૂટા ચાર ઉપવાસ કરશે આઠમે દિવસે તો લગભગ સૌ કોઇ ઉપવાસ કરશે બાળક અને માદા સિવાય એ દિવસે છૂટે મોઢે કોઇક જ ખાશે

કેટલાક લોકો આઠે દિવસ ઉપવાસ કરશે આઠ દિવસ સુધી લાગલાગટ ઉપવાસ કરવા તે 'અઠ્ઠાઇ' કહેવાય છે કોઇક પુણ્યાત્માઓએ તો ક્યારના ઉપવાસ શરુ કરી દીધા હશે પદર દિવસના ઉપવાસ કરનાર શ્રાવણ વદ પાંચ મથી અને મહિનાના ઉપવાસ કરનાર શ્રાવણ શુદ પાચમથી ઉપવાસની શરુઆત કરે છે આથી આ બે દિવસોને અનુક્રમે 'પક્ખીધર' ને 'માસધર' કહેવામા આવે છે પદર દિવસના ઉપવાસને 'પાસખમણ' ને મહિનાના ઉપવાસને 'માસખમણ' કહેવામા આવે છે

મદિરે દર્શન કરવા જવુ, ધાર્મિક વ્યાખ્યાનો સાભળવા, પ્રતિક્રમણ કરવુ વગેરે શુભ કાર્યોમા વખત પસાર કરવામા તમે આ રજાનો ઉપયોગ કરજો પર્યુષણમા કયે દિવસે ખાસ કરીને કયુ કામ થવુ જોઇએ એ યાદ આવે એવા આ પર્વના કેટલાક દિવસના નામ છે જેમકે આવતી કાલ એ પર્યુષણની અઠ્ઠાઇનો પહેલો દિવસ હો, એને આપણે 'અઠ્ઠાઇધર' કહીએ છીએ એ દિવસે તેમજ

એના પછીના બે દિવસોમાં પણ અટ્ઠાઈનુ વ્યાખ્યાન વચાશે કેટલાક ચૌદસ ને અમાસ એમ બન્ને દિવસ ઉપવાસ કરશે બે ઉપવાસને છટ્ઠ તેમજ 'બેલા' પણ કહેવામા આવે છે, એથી ચૌદસને 'બેલાધર' કહેવામા આવે છે

આજથી ચોથે દિવસે આપણા મુનિવરો કલ્પસૂત્ર નામનો પવિત્ર ગ્રંથ વાચવાની શરૂઆત કરશે એથી એ દિવસ 'કલ્પધર' કહેવાય છે પર્યુષણ પર્વ મોટે ભાગે શ્રાવણ વદ બારસથી શરૂ થતુ હોઇ કલ્પધર શ્રાવણ વદ અમાસે આવે છે

ભાદરવા સુદ એકમે પ્રભુ મહાવીરસ્વામીના જન્મનુ વર્ણન વાચવામા આવે છે એથી એ દિવસ 'મહાવીરજન્મનો વાચન-દિવસ' એ નામથી ઓળખાવાય છે ભાદરવા સુદ બીજના દિવસથી અટ્ઠમ કરાય છે તમે બીજી કિરણાવલીમા શીખી ગયા છો તેમ અટ્ઠમને 'તેલા' પણ કહેવામાં આવે છે તેલાની શરૂઆત એ દિવસે થતી હોવાથી એ દિવસ 'તેલાધર' કહેવાય છે એ દિવસે મહાવીરસ્વામીના દીક્ષા, કેવલજ્ઞાન અને નિર્વાણને લગતા ત્રણ કલ્યાણકોની હકીકત વચાય છે ભાદરવા સુદ ત્રીજે પાર્શ્વનાથ, નેમિનાથ એ ક્રમથી છેક ઋષભદેવ સુધીના તીર્થંકરોના જીવનચરિત્રો તેમજ સ્થવિરાવલી વચાય છે સ્થવિરાવલીમા મહાવીરસ્વામીની પાટે થયેલા ૧૧ ગણધરો, જમ્બૂસ્વામી વગેરે મહાપુરુષોને લગતી હકીકત આવે છે

ભાદરવા સુદ ચોથ એ પર્યુષણનો છેલ્લો દિવસ છે એ દિવસે સવારના પહોરમા લોકો બારસાસૂત્ર સાંભળવા જશે 'બારસાસૂત્ર' એ કલ્પસૂત્રનુ બીજુ નામ છે કલ્પસૂત્રનુ પ્રમાણ લગભગ ૧૨૦૦ શ્લોક જેટલુ હોવાથી એનુ આ નામ પડ્યુ છે અમાસથી માડીને ત્રીજ સુધીમા કલ્પસૂત્રના જિનચરિત, સ્થવિરાવલી અને સામાચારી એવા ત્રણ ભાગો પૈકી પહેલા બે ભાગ વચાશે એ કોઇકના સાભળવામા ન આવ્યા હોય તો તેને સાભળવા મળે તેવા શુભ હેતુથી ચોથને દિવસે કલ્પસૂત્ર પહેલેથી વચાશે, એથી મોટા ભાગને જિનચરિત અને સ્થવિરાવલી બે વાર સાભળવા મળશે સામાચારી તો સૌ કોઇને એક જ વાર સાભળવા મળશે એમા આપણા મુનિવરોના આચારને લગતુ વર્ણન આવે છે

ચોથને દિવસે સાજના વાર્ષિક પ્રતિક્રમણ કરવામા આવશે એ વખતે તમે ખૂબ શાંતિથી પ્રતિક્રમણ કરજો અને એમ કરીને એ મહાદિવસને સારી રીતે ઉજવજો

પર્યુષણનો છેલ્લો દિવસ સારી રીતે ઉજવાય તે માટે એની પહેલાના સાત દિવસોમા જેમ બને તેમ સારા કાર્યો કરાય તેવી આપણે દરેક જણે કોશીશ કરવી ઘટે છેલ્લો દિવસ 'સાંવત્સરિક' કહેવાય છે આખા વરસમા કોઇનું પણ દિલ દુભાવ્યુ હોય તો તેની માફી માગી શુદ્ધ થવા માટે એ પવિત્ર દિવસનો ઉપયોગ કરાય છે વિદ્યાર્થીઓ! આ ઉપરથી તમને સમજાયુ હશે કે પર્યુષણ પર્વ એ મોજ એશઆરામના દિવસો નથી, પરતુ વ્રતનિયમ કરીને જીવનને સફળ કરવા માટેના ઉત્તમ દિવસો છે

---

## કિરણ ૨૪ મુ. વિહાર

'વિહાર' શબ્દના જૈન મદિર, બૌદ્ધ ભિક્ષુઓનો મઠ, રમત વગેરે ઘણા અર્થો થાય છે એ પૈકી અહી વિહારનો અર્થ આપણા જૈન સાધુઓ અને સાધ્વીઓનુ એક ગામથી બીજે ગામ પગે ચાલીને જવુ એવો સમજવાનો છે પ્રાચીન સમયમા આજની પેઠે આગગાડી કે હવાઇ વિમાન હતાં નહિ, પરતુ બળદ, ઊંટ, સાંઢણી વગેરે સવારીના પુષ્કળ સાધનો હતા આથી એક સ્થળેથી બીજે સ્થળે જવુ હોય તો લોકો વાહનનો ઉપયોગ કરતા આપણા જૈન મુનિવરો, બૌદ્ધ ભિક્ષુઓ અને સન્યાસીઓ તો એવે વખતે પણ વાહનનો ઉપયોગ ન કરતા પગે ચાલીને જ એક સ્થળેથી બીજે સ્થળે જતા હાલમા મોટર, આગગાડી, હવાઇ વિમાન વગેરે વાહનોની સગવડતા હોવા છતા આપણા મુનિવર્ગ આજે પણ પગે જ વિહાર કરે છે આના વિહારને આપણે 'પાદવિહાર' કહીએ છીએ

વિહાર કરતા રસ્તામા નદી કે નાળુ આવે તો તેમા ઘૂટણ કરતા નીચે પાણી હોય તો તેમા થઇને ચાલતી વેળા મુનિરાજ પાણી ડહોળાઇ ન જાય તે માટે એક પગ પાણીમા ને એક પગ પાણીની બહાર રાખીને એટલે કે આગળ કરવાનો પગ પાણીમા ન રહે તેવી રીતે ચાલે નદીમા ઘૂટણ કરતા વધારે પાણી હોય તો તેમા થઇને ચાલીને તેઓ જઇ ન શકે, પણ જો એ નદીનો સામો કાંઠો દેખાતો હોય તો હોડીમા બેસીને તેઓ જઇ શકે; તેમ ન કરવુ હોય તો તેમણે રસ્તો બદલવો જોઇએ નાળા, ઝરણા કે નદીમા ચાલીને અને બહુ પાણીવાળી નદી હોય તો હોડીમા બેસીને વિહાર કરનાર સામો કાઠો આવતા કાઠા ઉપર ઊભા રહી, પાણીમા થઇને રસ્તો કાપતી વેળા જે અવિધિ થયેલ હોય તેના પ્રાયશ્ચિત તરીકે કાઉસગ્ગ કરે છે

સાધુઓ વિહારમા હોય એવામા એમનામાથી કોઇ અચાનક માદા પડી જાય તો દાડા અને કામળી વડે ડોળી બનાવી તેમા માદા સાધુને બેસાડી ખભા ઉપર દાડાનો એકેક છેડો ગખી બીજા સાધુઓ એ સાધુને ઉપાડીને ચાલે

પાદવિહારથી ઘણા લાભ થાય છે એક તો શરીર સારુ રહે છે બીજુ, ગામે-ગામના લોકની સ્થિતિથી વાકેફગાર થવાય છે ત્રીજુ કયા ગામમા કેવી જાતની ધાર્મિક અનુકૂળતા છે તેનો [illegible] આવે છે ચોથુ કોઇ ઠેકાણે કોઇ અમૂલ્ય

શિલાલેખ, પ્રાચીન પુસ્તક વગેરે અપ્રસિદ્ધ પડી રહેલ હોય તો તે જોવા જાણવાની તક મળે છે પાચમુ પ્રભુએ આપેલા ઉપદેશનો બધે ફેલાવો થઇ શકે છે, કેમકે ગામેગામ પ્રચારકાર્ય કરવા માટે પગપાળી મુસાફરી જેવુ એક સાધન નથી આના અનેક લાભો પાદવિહારથી થતા હોવાથી આપણા શાસ્ત્રમાં મુનિ-ધર્મ તરીકે પાદવિહારનો નિર્દેશ કરાયેલો છે ધીરે ધીરે પગ ઉપાડી ને, નીચુ જોઇને આગળ ચાર હાથ જેટલી જમીન દેખાય તેમ મુનિ ચાલે તેઓ કદી પગે જોડા કે પાવડી પહેરી શકે નહિ વળી તેઓ માથે પાઘડી પણ પહેરી શકે નહિ તેમજ ભર ઉનાળામા કે ચોમાસામા પણ ઓઢવાને છત્રી નાખી શકે નહિ આથી તેમનો પાદ વિહાર સન્યાસી વગેરેના પાદવિહાર કરતા વધારે કઠણ છે

રસ્તો બરાબર દેખાય એટલુ અજવાળુ થતા મુનિ માથે કામળી ઓઢી સવારના વિહાર શરૂ કરી શકે બપોર થતા કોઇ ગામડુ આવે ત્યા તેઓ સ્થિરતા કરે અને પછી પાછા નમતો પહોર થતા ચાલવા માંડે સૂર્યાસ્ત થયા પછી તેઓ આગળ વિહાર કરી શકે નહિ રાત્રે તેઓ ઉઘાડી જગ્યામા રહી શકે નહિ; એટલે જો કોઇ મકાનમા ઉતારો ન મળી શકે તો તેઓ ઝાડની નીચે રહે અને ઝાડ ન મળે, તો ચાર ખૂણે ચાર દાંડા ઊભા કરી ને ઉપર કામળી રાખી કામચલાઉ તબૂ તૈયાર કરી તેમા તેઓ રાતવાસો કરે

જે મકાનમા સાધુઓ ચોમાસા માટે ઉતર્યા હોય તે મકાનના માલિક અથવા બીજા કોઇ પાસેથી સુવા માટે મેળવેલી પાટ, કાપ કાઢવા માટે કે બીજા કોઇ કારણ માટે લીધેલી કથરોટ તેમજ બીજી એવી કોઇ ચીજ જો તેમણે વાપરવા માટે લીધી હોય તો તેઓ વિહાર કરવા પૂર્વે તેને એ બધી વપરાશની ચીજો પાછી સોંપી દે છે

મુનિ પાસે વાચવા માટે પુસ્તક કે હાથની લખેલી પોથી હોય તો તેઓ તેને કપડામા બાંધી લે છે કેટલાક લીટી દોરવા માટે, પાના વાચતી વેળા પરસેવાથી તે બગડે નહિ એ માટે આગળી મૂકવા સારુ કે જ્યાથી વાંચવુ બાકી છે તેની નિશાની તરીકે 'કાબી' વાપરે છે વળી કેટલાક હાથની લખેલી પોથી સચવાઇ રહે તે માટે વાસની સળીઓને ગૂથીને સાદડી જેવી બનાવેલી 'કવળી' પણ રાખે છે આ પ્રમાણેના જ્ઞાનના જે જે સાધનો જેમની પાસે હોય તે બધાને તેઓ કપડામા બાધી લે છે પછી સૌ કોઇ પોતપોતાના પાતરા એકેક ઝોળીમાં ભરી દે છે કેટલાક પોથીનુ પોટલુ ઝોળીમા મૂકી દે છે તો

કેટલાક એ જુદુ રાખે છે ત્યાર પછી પોતાની પાસે ચોલપટો, પાંગરણી, કપડુ વગેરે જે વપરાશના હોય તેનો વીંટો વાળે છે

જેમ કેટલાક ગૃહસ્થો ધોતિયુ, ખેસ અને માથે પાઘડી પહેરીને બહાર નીકળે છે તેમ સામાન્ય રીતે ઉપાશ્રયમા તો એક ચોલપટો પહેરી રાખનારા અને પાંગરણી ઓઢી રાખનારા મુનિ બહાર નીકળતી વેળા એક કપડુ ઓઢે છે વિહાર વખતે તેઓ એ કપડા ઉપર પોતાનુ આસન તેમજ સથારિયુ ઘડી કરીને ડાબા ખભા ઉપર નાખે છે ત્યાર પછી તેઓ કમ્મરે વીંટો બાધે છે સાથે સાથે ઓઘો પણ બાધે છે પછી તેઓ કપડાના નાગલા વડે એક બાજુ પાતરાંની ઝોળી, તરપણી અને ચેતનો અને બીજી બાજુ પોથીનુ પોટલુ અને સ્થાપનાચાર્ય હોય તો તે બાધી લે છે, અને એ ઝોળી વગેરેને ડાબા ખભા ઉપર લટકાવે છે તેમા તેઓ પોથીવાળો ભાગ આગળ રાખે છે પછી ડાબા હાથમા દાંડો ને જમણા હાથમા મુહપત્તિ રાખી ને માથે કામળી ઓઢી મકાનમાથી બહાર નીકળતાં છેલ્લો દરવાજે આવતા તેઓ ત્રણ વાર આવસ્સઈ બોલે છે, અને એ મકાનના માલિકને મકાન ભળાવી આગળ ચાલે છે

વિહાર કરતી વેળા શરૂઆતમા સૌથી આગળ મોટા મહારાજ ચાલે છે અને એમની પાછળ બીજા સાધુઓ અને શ્રાવક તથા શ્રાવિકાઓ ચાલે છે મુનિઓનો વિહાર વખતનો દેખાવ જોવા જેવો હોય છે એમની પોતાની બધી ચીજ એમને પોતે જ ઊચકી લીધેલી હોય છે, કેમકે એવુ કામ તેઓ કોઇ ગૃહસ્થને કે નોકરને ભળાવી શકે નહિ



## કિરણ ૨૫ મુ. શ્રીકૃષ્ણની કસોટી

એક દહાડો સૌધર્મ ઇન્દ્ર ગુણી જનોની તારીફ કરતા હતા તે પ્રસંગે તેમણે શ્રીકૃષ્ણ વાસુદેવના બે ગુણોના ખૂબ વખાણ કર્યાં તે સાભળીને એક દેવને તેમની પરીક્ષા કરવાનુ મન થતા તે મનુષ્યલોકમા આવ્યો

આ સમયે કૃષ્ણ વાસુદેવ બાવીસમા તીર્થંકર શ્રીનેમિનાથને વ ન કરવા માટે સૈન્ય સહિત ગિરિનાર ગિરિ તરફ જવા નીકળ્યા હતા આથી તેઓ જે રસ્તે થઇને જતા હતા તે રસ્તામાં પેલા દેવે એક અતિશય કાળો કૂતરો બનાવીને મૂક્યો એ કૂતરો બહુ કોહી ગયેલો હતો એના શરીરમાથી ખૂબ દુર્ગંધ નીકળતી હતી, એનુ મોઢુ ઉઘાડુ હતુ, અને એ મરવાની અણી ઉપર હતો આગળ ચાલતુ પાયદળ કૂતરા પાસે આવી પહોંચતા વસ્ત્ર વડે નાક ઢાંકીને જલદી જલદી ત્યાથી પસાર થવા લાગ્યુ

પાયદળને આ પ્રમાણે જતુ જોઇને કૃષ્ણે એક જણને પૂછ્યું કે સૈનિકો આમ કેમ કરે છે? ત્યારે તેણે કહ્યુ કે અહીં એક મરેલો કૂતરો પડેલો છે એના શરીરમાથી માથુ ફાટી જાય તેવી દુર્ગંધ આવે છે, વાસ્તે બધા નાકે કપડુ રાખીને જાય છે

આવી હકીકત જાણવા છતા કૃષ્ણે રસ્તો બદલ્યો નહિ, પરંતુ એ રસ્તે થઇને તેઓ આગળ ચાલ્યા કૂતરા પાસે આવી પહોંચતા તેમણે તેની તારીફ કરી કે મરકતના પાત્રમા જેમ મોતીની શ્રેણિ શોભે તેમ આ કાળા કૂતરાના મુખમા રહેલા સફેદ દાતોની હાર શોભી રહી છે

આ સાભળીને પેલો દેવ તો સડક જ થઇ ગયો તેને હવે ખાતરી થઇ કે કૃષ્ણ ખરાબ ચીજમાથી પણ ગુણ જ ગ્રહણ કરે છે એમ જે ઇન્દ્રે કહ્યુ હતુ તે સાચી વાત છે હવે ઇન્દ્રે જે તેમના બીજા ગુણના વખાણ કર્યાં હતા તેનુ પારખુ કરી જોવા તે તૈયાર થયો

કૃષ્ણ વાસુદેવ નેમિનાથને દ્વાદશાવર્ત વદન કરીને પાછા દ્વારકામા આવ્યા ત્યારે એ દેવ બધાના દેખતા વાસુદેવની અશ્વશાળામાથી એક ઉત્તમ ઘોડો ઊઠાવી ચાલતો થયો એ ઘોડાને પાછો મેળવવા માટે ઘણા પરાક્રમી પુરુષોએ મહેનત કરી, પણ પેલા દેવની આગળ તેમનુ કઇ ચાલ્યુ નહિ લશ્કર મોકલ્યુ તો તે પણ હારી ગયુ આથી છેવટે કૃષ્ણ એ દેવ પાસે આવ્યા, અને કહેવા લાગ્યા

કે મારો ઘોડો પાછો આપો એ દેવે જવાબ આપ્યો કે આપ મને યુદ્ધમા જીતો તો હુ એ આપને પાછો આપુ એ ઉપરથી કૃષ્ણે અનેક જાતના યુદ્ધના નામો સૂચવ્યા, પરતુ દેવે તેમાથી એકેની હા ન પાડી સારે કૃષ્ણે તેને પૂછ્યુ કે તમને કઇ જાતનુ યુદ્ધ પસદ છે? દેવે એક જાતના નીચ યુદ્ધનુ નામ દીધુ એ સાભળતા વેંત જ કૃષ્ણે કાને હાથ દઇ દીધા અને કહ્યુ કે હે ભાઇ! હુ આવુ નીચ યુદ્ધ કદી કરી શકુ તેમ નથી, વાસ્તે ભલે તમારે આ ઘોડો લઇ જવો હોય તો લઇ જાઓ, કિન્તુ હુ તમારા કહેવા મુજબનુ યુદ્ધ કદાપિ કરીશ નહિ. એ સાભળીને દેવ ગજી થયો તેણે કહ્યુ કે ઇન્દ્ર મહારાજે આપના બે ગુણો વખાણ્યા હતા એક તો આપ ગુણગ્રાહી છો અને બીજુ આપ કદાપિ નીચ યુદ્ધ કરતા નથી એમના બોલવા ઉપર મને વિશ્વાસ ન બેઠો તેથી મેં થોડાક દિવસ ઉપર અહીં આવી પેલો કૂતરો વિકુર્વી આપની પરીક્ષા કરી હતી વળી આપના બીજા ગુણની પરીક્ષા કરવા માટે જ હુ આ ઘોડો લઇ જતો હતો હવે લી, આ આપનો ઘોડો પોતાની તારીફ થતી હતી તેથી કૃષ્ણે મોઢુ નીચુ રાખ્યુ દેવે જતા જતા તેમને કહ્યુ કે આપને મારી એક વિજ્ઞપ્તિ છે કે આપ મારી પાસે કઇ પણ માગો, કેમકે દેવનુ દર્શન નિષ્ફળ ન હોય

કૃષ્ણ—હાલમા મારી રાજધાની દ્વારકામા મરકીનો ઉપદ્રવ ચાલે છે તો તે મટે તેવો ઉપાય બતાવો

એ ઉપરથી પેલા દેવે તેમને એક ગોશીર્ષચદનની બનાવેલી ભેરી આપી અને કહ્યુ કે આ ભેરીને છ છ મહિને વગડાવજો એનો અવાજ બાર યોજન સુધી સભળાશે જે કોઇ એનો અવાજ સાભળશે તેનો રોગ મટી જશે, અને વળી મોટે ભાગે છ મહિના સુધી તેને કશો રોગ થશે નહિ આમ કહીને દેવ પોતાને સ્થાને ગયો

કેટલોક કાળ વીત્યા બાદ કોઇ એક મહારોગી ધનિક, ભેરીનો અવાજ સભળાય અને પોતાનો રોગ મટે એવા ઇરાદાથી દ્વારકામા આવ્યો, પરતુ તે આવ્યો તે પહેલા ભેરી વાગી ગઇ હતી એટલે હવે તેને છ મહિના સુધી રાહ જોવી પડે તેમ હતુ એટલા વખતમા તો મારા રામ રમી જશે એમ તેને લાગ્યુ આથી તે ચિંતાતુર બની [illegible] વારે તેને વિચાર સૂઝ્યો કે જ્યારે ભેરીનો શબ્દ સાભળવાથી રોગ મ[illegible] એનો એકાદ ટુકડો પાણીમાં ઘસીને પીવાથી

પણ રોગ મટતો હોવો જોઇએ એ ઉપરથી તેણે ભેરીવાળાને ઘણુ ધન આપીને ભેરીનો એક ટુકડો મેળવ્યો અને પોતે નીરોગી બન્યો

પેલા ભેરીવાળાએ એ ટુકડાની જગ્યાએ બીજો એવો ટુકડો સાધી લીધો. આ પ્રમાણે અન્ય દેશોમાથી આવેલા બીજા માણસોને પણ તે પૈસા લઇને ભેરીના ટુકડા વેચવા લાગ્યો અને તેની જગ્યાએ બીજા જોડતો ગયો એથી એ ભેરી કથા જેવી થઇ ગઇ અને એનો પ્રભાવ નાશ પામ્યો

એક વખત ફરીથી દ્વારકામા રોગે ઘર ઘાલ્યુ ત્યારે કૃષ્ણે એ ભેરી વગડાવી, પરતુ સભામડપમા પણ બધે એનો અવાજ સભળાયો નહિ તેથી કૃષ્ણે એ ભેરી હાથમા લઇને જોઇ તો તેમને ખરી વસ્તુ સમજાઇ તેઓ ભેરીવાળા ઉપર ગુસ્સે થયા

તેમને પોતાની પ્રજા માટે લાગણી હતી એથી તેઓ પૌષધશાળામા ગયા. ત્યા જઇને તેમણે અટ્ઠમની તપશ્ચર્યા કરી પેલા દેવને આરાધ્યો એટલે તે દેવ હાજર થયો કૃષ્ણે બધી વાત કહી અને બીજી ભેરી માગી તેણે તે આપી આ વખતે તેમણે બીજા લાયક નોકરને ભેરી સાચવવા ફરમાવ્યુ તે ભેરી અખડિત રહી તેથી પ્રજા સુખે રહેવા લાગી

# કિરણ ૨૬ મું. રીતભાત

અમરચદ શેઠના કુટુબનાં બધે વખાણ થતા એ કુટુબમાં નાનપણથી જ બચ્ચાઓને સારા સસ્કાર પાડવામા આવતા શેઠને બે પુત્ર અને એક પુત્રી હતાં એ બધાના લગ્ન થયેલા હતા સૌથી મોટા પુત્રને ચાર સતાન હતા અને બીજાને બે સંતાન હતા અમરચદનો બધો પરિવાર ભેગો જ રહેતો હતો. સયુક્ત કુટુબની મજા જતી કરવા કોઇ તૈયાર ન હતુ

શેઠ જાતે પોતાના પૌત્ર અને પૌત્રીની કેળવણી ઉપર દેખરેખ રાખતા હતા ચાળા પાડવાથી, મશ્કરી કરવાથી, ગમે તેમ કહેવાથી કે છાનામાના બીજાની ચીજ સતાડવાથી કે લઇ લેવાથી ઘણે ભાગે તકરાર થાય છે, વાસ્તે આવુ કામ કદી કરવુ નહિ એમ બચ્ચાઓના કુમળા મગજમા પ્રથમથી જ ઠસાવવામા આવતુ આથી શેઠને ત્યાના બધા છોકરાં હળીમળીને ચાલતા એકનો કઇ વાક થાય તો બીજો કહે એ તો કોઇ વખત ભૂલ થાય કોઇ ભૂલેચૂકે ચીડિયાદાતિયા કરતુ તો બીજો તેને સમજાવવા બેસી જતો કોઇથી કઇ ખોટુ કામ થાય તો તેને ફરીથી એવુ ન કરવાની શિખામણ અપાતી આવી સારી કેળવણીને લીધે છોકરાઓની લડાઇ ચૂકવવા કે તેમની મારામારી અટકાવવા જેવી કઢગી સ્થિતિ ઊભી જ ન થતી કોઇ પણ બાળકના મુખમાથી કોઇ પણ દહાડો અપશબ્દ તો નીકળતો જ નહિ નોકરચાકરને પણ ગમે તેમ કોઇ કહેતુ નહિ દરેકને સ્વમાન વહાલુ હોય છે એમ અમરચદ શેઠ ઘણી વાર કહેતા

કોઇ પણ કુટેવ પડી ગયા પછી તેને સુધારવી મુશ્કેલ થઇ પડે છે એ વાત શેઠ સારી પેઠે સમજતા હતા, તેથી તેઓ પોતાના પરિવારની નાની નાની બાબતો ઉપર પણ ધ્યાન આપતા તેમણે છોકરાઓને સમજાવ્યુ હતુ કે નાકમા આગળી નાખી એ પહેરેલા કપડા ઉપર લૂછાય નહિ દાંત કદી ખોતરાય નહિ, નહિ તો કોઇ વેળા અદરના ભાગમા નખ વાગવાથી નુકસાન થાય કોઇ બહુ જોસથી પગ ઠોકીને ચાલતુ તો તેને તેઓ વારતા તેઓ કહેતા કે એમ કરવાથી કોઇ વાર પગ ઊંચો નીચો પડતા એના સાધા ખસી જાય, અને પગ ઉતરી જાય તો હેરાનગતી ભોગવવી પડે કોઇ છોકરુ ઊંધુ સૂતુ હોય તો એમ ન સૂવા અમરચદ શેઠ કહેતા ઊંધા સૂવાથી પૂરતો શ્વાસ લેવાતો નથી અને એથી છાતીને નુકસાન થાય છે એમ કહીને તેઓ એ બાબત બીજાઓનુ પણ ધ્યાન

ખેંચતા કોઇ મોઢે શ્વાસ લેતુ તો ઝટ તેને રોકવામા આવતું સામે મોઢે ઓઢીને સૂવાની એમને સા મનાઇ હતી

વિનય એ શુભ સંસ્કારનો પાયો છે અને ધર્મનુ મૂળ છે એ હકીકત શેઠથી અજાણી ન હતી, તેથી એમના કુટુંબમા બધા એક બીજા સાથે વિનયથી વર્તે એવી કેળવણી અપાતી આથી કોઇ દિને નવરે બોલતુ સંભળાતુ નહિ 'જી' સિવાય તો કોઇ પોતાનાથી મોટા સાથે વાત કરતુ નહિ બહારથી આવનાર સાથે પણ પૂરેપૂરી સનૃજાઇથી વાત થતી આ કુટુંબમા તોછડાઇ કે ઉદ્ધતાઇ તો શોધી જડે તેમ ન હતી સવારે અને રાતે એમ બે વાર ઘરના નાના માણસો વડીલ વર્ગને પગે લાગતા અને તેમનો આશીર્વાદ મેળવતા વહુઓ પણ પોતાની સાસુની આમન્યામા રહેતી અને સાસુ પણ વહુને પોતાની પુત્રીથી સવાઇ ગણતી દેરાણી ને જેઠાણીને પણ સારો બનાવ હતો બહારનુ માણસ તો એ બેને સગી નાની મોટી બેનો જ માની લે નણદ તો ભાભીને જોઇને રાજી રાજી થઇ જતી મારા ભાભી તો અમારા ઘરનો દીવો છે એમ બધે એ કહેતી અને એની આ વાતને પણ ટાપસી પૂરાવતી બીજે ઠેકાણે કેટલીક વાર નણદ નણદપણુ બતાવી ભાભીને રંજાડે છે એવુ તો અહીં સ્વપ્ને પણ ન બનતુ નણદ સાસરેથી આવે ત્યાર એની ભાભી એને જોઇને અડધી અડધી થઇ જતી નણદને જરાક ઓછુ આવે નહિ એવી સરસ એની રીતભાત હતી. દિયર અને ભોજાઇ પણ એક બીજા સાથે એવી સુંદર રીતે વર્તતા કે જાણે લક્ષ્મણ અને સીતાની જ એ બીજી આવૃત્તિ હોય એમ લાગતુ બળરામ અને વાસુદેવની જ જોડી હોય તેમ ભાઇઓ એક બીજાને ખૂબ ચાહતા હતા વેપાર ધંધામા પણ કોઇ એક બીજાને છેતરી વધારે પૈસાદાર બનવા ઇચ્છતુ નહિ જ્યારે જુઓ ત્યારે નાનો ભાઇ મોટાભાઇનુ બધી બાબતમા માન રાખતો જ જણાય એ ભાઇને લક્ષ્મી અને સરસ્વતી બન્નેનો સુયોગ સાંપડ્યો હતો વળી એ જીવનો ઉદાર હતો એની સુજનતા વખાણવા લાયક હતી

કોઇ સગુવહાલુ કે ઓળખાણપિછાનમા માંદુ પડતુ તો અમરચંદ શેઠ જાતે તેમની ખબર લેવા જતા એવે વખતે ઘરના બીજા માણસો પણ પોતાનાથી બનતુ કરવા ચૂકતા નહિ બીજી બધી જાતનો વ્યવહાર સાચવવામા પણ આ કુટુંબને કઇ કહેવુ પડે તેમ ન હતુ

આ કુટુબમા મલાજો, વિનય અને મિલનસાર સ્વભાવ તરી આવતા હતા

આખા કુટુબમા આળસ કે પ્રમાદનુ તો નામ ન હતુ રાતે વેળાસર સૂઈ જઈ બધા સવારે વહેલા ઊઠતા કેટલાક લોકોને સવારે આખ ઉઘડ્યા પછી પણ પથારીમા આળોટવાની ખરાબ આદત હોય છે વળી કેટલાક તો જાગ્યા પછી ફરીથી એક ઝોકુ ખાઈ લે છે આવી કુટેવમા પોતાનુ કુટુબ સપડાઈ ન જાય તેની અમરચદ શેઠ પૂરેપૂરી સાવચેતી રાખતા

અમરચદ શેઠ પાસે પુષ્કળ પૈસો હતો, છતા અભિમાનનુ નામે ન હતું એઓ સાદુ અને સ્વાશ્રયી જીવન ગાળતા કોઈ વાર નોકરચાકર ન હોય તો કેમ નીભાવી લેવુ તેની તાલીમ નાનપણથી જ એમના કુટુબમા અપાતી

કોઈને ખરાબ વ્યસન ન પડી જાય તે માટે શેઠ સાવધ રહેતા આથી એમના ઘરમા કોઈને બીડી પીવાની કુટેવ પડી ન હતી આડોશીપાડોશી બીડી પીતા હોય તો છોકરાઓની નજર પડતા તેમને તેઓ સમજાવતા કે છોકરાઓ! તમે કદી બીડી પીશો નહિ, નહિ તો તમારુ કુમળુ કાળજુ બળી જશે અને તમારુ મોઢુ ગંધાયા કરશે. પછી કોઈને તમને પાસે બેસાડવાનુ પણ મન નહિ થાય

ખાવા પીવામાં પણ એમને ત્યા નિયમિતતા જોવાતી ઊભા ઊભા અદ્ધર શ્વાસે પાણી પીવાથી તે શ્વાસની નળીમા ઉતરી જાય અને તે પાણી નાક, કાન કે મગજે ચડી હાનિકારક નીવડે એમ અમરચદ શેઠ માનતા હતા, તેથી બેસીને પાણી પીવાની બધાને ટેવ પાડવામા આવી હતી

અમરચદ શેઠને ત્યા એક બીજી વિશિષ્ટતા હતી સહેજે કોઈની નજર પડે એવી જગ્યાએ નાના નાના પાટિયા ટાગેલા હતા એના ઉપર નીતિના સૂત્રો લખેલા હતા સૂત્રોના મનનથી અને ઘરમા થતા એના અમલથી સારી રીતભાતના શુભ બી-જનુ વાવેતર વગર મહેનતે થતુ આખા શહેરમા અમરચદ શેઠના જેવુ બીજુ એકે સંસ્કારી કુટુબ ન હતુ સૌ કોઈને એમના જેવુ પોતાનુ કુટુબ બનાવવાની હોંસ થતી

એક વેળા એક ભાઈએ અમરચદ શેઠને પૂછ્યુ કે મારા છોકરાઓને કુટેવ પડી છે તે કેમ સુધારવી? શેઠે જવાબ આપ્યો કે તેમને નઠારા છોકરાની સોબત છોડાવી સારાની સોબતમા રાખો, તેમને તમારા કહ્યા પ્રમાણે ચાલવાની ટેવ પાડો અને તેઓ મન ઉપર કાબુ રાખતા શીખે તેમ કરો એટલે તમારા છોકરા સુધરશે

## કિરણ ૨૭ મુ અષ્ટપ્રકારી પૂજા ભાગ ૧ લો

પ્રભુની સેવા તે 'પૂજા' કહેવાય છે એ પૂજા કેવી રીતે કરવી તેનો આધાર ભક્તિ કરનાર ઉપર રહેલો હોનાથી પૂજાના વિવિધ પ્રકારો પડે છે આપણે ત્યા ઘણુખરુ આઠ પ્રકારે પૂજા કરવાની પ્રથા જોવાય છે એ આઠ પૂજાના નામ નીચે મુજબ છે—

(૧) જળપૂજા, (૨) ચદનપૂજા, (૩) પુષ્પપૂજા, (૪) ધૂપપૂજા, (૫) દીપપૂજા, (૬) અક્ષતપૂજા, (૭) નૈવેદ્યપૂજા અને (૮) ફળપૂજા

આ આઠ પ્રકારની પૂજાને 'અષ્ટપ્રકારી પૂજા' કહેવામા આવે છે

### જળપૂજા

સૌથી પ્રથમ પ્રભુની પ્રતિમા ઉપરના ફૂલ ઉતારાય છે પ્રતિમા ઉપર કદાચ કોઇ ઝીણા જીવજતુ હોય તો તે દૂર કરવા માટે મોરપીછી કરાય છે ત્યાર બાદ શુદ્ધ જળ વડે પ્રતિમાનુ પ્રક્ષાલન કરાય છે આને 'પખાલ' કહેવામા આવે છે કેટલાક લોકો એકલા જળથી પખાલ ન કરતા જળ ઉપરાત ગાળેલુ દૂધ, છાણેલુ દહીં, ઘી અને સાકર એમ પચામૃતથી કળશ કરે છે પચામૃતમા જળ મુખ્ય હોનાથી એ વડે કરાતો પખાલ પણ 'જળપૂજા' કહેવાય છે પચામૃતથી પખાલ કરી રહ્યા પછી ચોક્ખા પાણીથી પખાલ કરવો જોઇએ

જળપૂજામા પ્રભુને નવડાવાતા હોનાથી એ પૂજા 'ન્હવણપૂજા' પણ કહેવાય છે, અને એ માટે જે જળ વપરાયુ હોય તે 'ન્હવણજળ' અથવા 'નમણુ' કહેવાય છે જેમ પ્રભુને ચડાવેલા ફૂલને ઉતાર્યા પછી એ ફૂલને પગ અડકે તો દોષ લાગે તેમ નમણને પણ પગ અડકે તો દોષ લાગે, એથી જ્યા કોઇનો પગરવ ન હોય તેવી જગ્યામા એ નમણુ પધરાવાય છે

જળપૂજા કરતી વેળા એવી ભાવના ભાવવી જોઇએ કે જેમ જળ વડે બહારનો મેલ નાશ પામે છે તેમ મારા આત્માને જે કર્મરૂપ મેલ લાગ્યો છે તેનો આ જળપૂજાથી નાશ થાઓ અને તેમ થતા મારુ શુદ્ધ સ્વરૂપ પ્રગટ થાઓ.

### ચદનપૂજા

જળપૂજા કરવાથી, પ્રતિમા ઉપર ચડાવેલ ચદન, કેસર વગેરે દૂર થાય છે એ પૂજા કર્યા પછી પખાલણને પાટલુછણા વડે લુછી નાખવામા આવે છે ત્યાર બાદ બધા મળીને ત્રણ અગલુછણા કરાય છે પહેલા અગલુછણાથી

પાણી ચૂસી લેવાય છે, બીજાથી અગ કોરુ થાય છે અને ત્રીજાથી કોઇ ઠેકાણે ભીનાશ રહી ગઇ હોય તો તે દૂર થાય છે અગલૂછણા કર્યા પછી ચદન વડે પ્રતિમાની નવ અગે પૂજા કરાય છે કેટલાક ચદનપૂજા કર્યા પહેલા બરાસ વડે વિલેપન કરે છે ચદન વડે કરાતી પૂજા 'ચદનપૂજા' કહેવાય છે જેમ જળપૂજામા કેટલાક પચામૃતથી પૂજા કરે છે તેમ ચદનપૂજામા પણ કેટલાક ચદનને વધારે સુગધી બનાવવા માટે પવિત્ર કેસર, કસ્તૂરી, અબર વગેરેનો પણ ઉપયોગ કરે છે

ચદનપૂજા કરતી વેળા એ ભાવના ભાવવાની છે કે હે પ્રભુ ! હુ ક્રોધ વગેરેના તાપથી બળી રહેલો છુ તો તે દૂર કરવા માટે અને આપની પેઠે શીતલતાનો ગુણ મારામા પ્રગટાવવા માટે હુ આ ચદનપૂજા કરુ છુ

પુષ્પપૂજા

ચદનપૂજા પછી પુષ્પ વડે પૂજા કરાય છે એ પુષ્પો સુગધી, સુદર અને તાજા હોવા જોઇએ એની પાખડીઓ છૂટી પડી ગયેલી ન હોવી જોઇએ પગમા દોરો રાખીને પુષ્પોનો હાર બનાવાયો હોય તો એ હાર પ્રભુને ચડાવવામાં કામ ન લાગે વિશેષમા એ હાર દોરીથી ગૂથવો જોઇએ, પરતુ સોય વડે એ પોરવવો નહિ, નહિ તો પુષ્પના જીવોને નાહકની કિલામના થાય આ પૂજા પુષ્પ વડે કરાતી હોવાથી એ 'પુષ્પપૂજા' કહેવાય છે

પુષ્પપૂજા કરતી વેળા એવી ભાવના ભાવવી કે મારો જીવ મિથ્યાત્વરૂપ દુર્ગંધથી દૂષિત છે તો એને સમ્યક્ત્વરૂપ સુગધ મળે તે માટે હુ આ પુષ્પપૂજા કરુ છુ જેમ પુષ્પમા સુગધ છે તેમ મારામા શુભ ભાવરૂપ સુગધ પ્રગટો

ધૂપપૂજા

પ્રભુની પ્રતિમાથી થોડાક આઘા ઊભા રહી ધૂપદાનીમા ધૂપ નાખી કરાતી પૂજા 'ધૂપપૂજા' કહેવાય છે દશાંગધૂપ વગેરે ઊંચી જાતના ધૂપ ઉપરાંત કેટલાક અત્તરનો પણ ઉપયોગ કરે છે, જ્યારે કેટલાક ખાલી અગરબત્તી વડે ધૂપપૂજા કરે છે તેમા પણ કેટલાક અગરબત્તી પ્રભુને સુધાડવા માગતા હોય તેમ એમના નાક પાસે ધરે છે, પરતુ એમ કરવુ ઉચિત નથી ખરી રીતે તો ધૂપપૂજા ગભારાની બહાર ઊભા રહીને કરવી જોઈએ અને તે પણ હાથમા અગરબત્તી ન રાખતા ધૂપદાનીમા મૂકીને કરવી જોઈએ

ધૂપપૂજા કરતી વેળા એવી ભાવના ભાવવી જોઈએ કે જેમ અગ્નિ ધૂપને બાળે છે તેમ શુભ ધ્યાનરૂપ અગ્નિ મારા કર્મરૂપ ધૂપને બાળો અને જેમ ધૂમાડો ઊંચે જાય છે તેમ મારો આત્મા ઉચ્ચ ગતિ પામો.

દીપપૂજા.

ધૂપપૂજા કર્યા પછી ધૂપદાની પ્રભુની ડાબી બાજુ તરફ મૂકી શુદ્ધ ઘીનો દીવો કરી આરતી ઉતારવી તે 'દીપપૂજા' કહેવાય છે આ પૂજા કરતી વેળા મગળદીવો ઉતારાય છે એ પણ આરતીની પેઠે આપણી ડાબી બાજુથી જમણી બાજુ લગભગ ગોળ ગોળ ઉતારવો જોઈએ દીપપૂજા કરી રહ્યા પછી દીપક પ્રભુની જમણી બાજુએ મૂકવો એ દીપક ઉઘાડો ન રખાય, નહિ તો એમાં પતગિયા વગેરે પડીને મરી જાય

દીપપૂજા કરતી વેળા એવી ભાવના ભાવવી કે મારા આત્મામા અજ્ઞાનરૂપ અધારુ છે તો જેમ દીવો અધારાને દૂર કરે છે અને પ્રકાશ આપે છે તેમ મારુ અજ્ઞાનરૂપ અધારુ નાશ પામો અને મને સદ્બોધરૂપ પ્રકાશ મળો

અક્ષતપૂજા.

અક્ષત વડે પ્રભુની આગળ સાથિયો કરવો કે નદ્યાવર્ત આલેખવો તે 'અક્ષતપૂજા' કહેવાય છે અક્ષતનો અર્થ 'અનાજના અણીશુદ્ધ દાણા' એવો થાય છે, એથી ચોખાને બદલે ઘઉ પણ ઉપયોગમા લેવાય છે

અક્ષતપૂજા કરતી વેળા મને અક્ષય પદ મળો એવી ભાવના ભાવવાની છે

નૈવેદ્યપૂજા.

પ્રભુની આગળ ધરાવાતી શુદ્ધ મીઠાઇ વગેરે 'નૈવેદ્ય' કહેવાય છે અને એ નૈવેદ્યને ધરાવવુ એ 'નૈવેદ્ય પૂજા' કહેવાય છે

નૈવેદ્ય ધરાવવાનો હેતુ આહાર ઉપરથી આસક્તિ છોડવાનો છે નૈવેદ્યપૂજા કરતી વખતે, જ્યા કોઇ પણ વેળા આહાર ન કરવો પડે તેવુ મોક્ષરૂપ સ્થાન મેળવી હે પ્રભુ! આપ જેમ અનાહારી બન્યા છો તેમ હુ પણ બનુ એવી ભાવના ભાવવી

ફળપૂજા.

કેરી, દાડમ, જમરુખ વગેરે ઉત્તમ ફળોમાથી ગમે તે પ્રભુની આગળ મૂકવુ તે 'ફળપૂજા' કહેવાય છે

ફળપૂજા કરતા એવી ભાવના ભાવવી કે મને મોક્ષરૂપ ઉત્તમ ફળ મળો

આ ઉપરથી સમજાયુ હશે કે આઠ પ્રકારની પૂજા કરવાનો હેતુ ઉત્તમ ભાવના કેળવી મોક્ષ મેળવવાનો છે

અષ્ટપ્રકારી પૂજામા જળ, ચદન અને પુષ્પ એ ત્રણ વસ્તુઓ પ્રભુને અગે અડકાડાતી હોવાથી જળપૂજા, ચદનપૂજા અને પુષ્પપૂજાને 'અગપૂજા' કહેવામા આવે છે એવી રીતે ધૂપ, દીપક, અક્ષત, નૈવેદ્ય અને ફળ એ પાચ વસ્તુઓ પ્રભુની આગળ મૂકાતી હોવાથી એ પાચ જાતની પૂજાઓને 'અગ્રપૂજા' કહેવામા આવે છે.

ચોખ્ખા જળથી સ્નાન કરી નિર્મળ વસ્ત્ર પહેરી અને આઠપડો મુખકોષ બાધ્યા પછી જ અગપૂજા થઇ શકે અગ્રપૂજા માટે મુખકોષ બાધવાનો નિયમ નથી

અગપૂજા ને અગ્રપૂજામા ભાવપૂજા ઉમેરતા અગપૂજા, અગ્રપૂજા અને ભાવપૂજા એમ પૂજાના ત્રણ પ્રકારો પડે છે અગપૂજા અને અગ્રપૂજા બહારની સામગ્રી ઉપર આધાર રાખે છે, એથી એ બનેનો દ્રવ્યપૂજામા સમાવેશ થાય છે. આ ઉપરથી દ્રવ્યપૂજા અને ભાવપૂજા એમ પૂજાના બે પ્રકારે પાડી શકાય છે

## કિરણ ૨૯ મુ આનુ નામ તે ખાનદાની

કાઠિયાવાડના કોઇ એક ગામમાં સવચદ નામના એક શેઠ રહેતા હતા તેઓ ધમધોકાર વેપાર કરતા હતા તેમના વહાણો પરદેશમા ફરતા તેઓ પેઢીનો વહીવટ તરવારની ધાર પર ચલાવતા ગામના તેમજ પરગામના માણસો તેમને ત્યા હજારો રુપિયા મૂકી જતા એક વેળા નજીકના ગામના ઠાકોર એક લાખ રુપિયા તેમને ત્યા જમે મૂકી ગયા થોડેક દહાડે સવચદ શેઠે પોતાની સઘળી મિલ્કત વેચીને તેમજ કેટલુક દેવુ કરીને અઢાર વહાણો કરિયાણા વડે ભરીને વેપાર માટે પરદેશ રવાના કર્યાં એ વાતને લગભગ પદર દિવસના વહાણા વાયા, પરતુ એ સબધમાં કઇ પણ સમાચાર મળી શક્યા નહિ આથી શેઠ ઉદાસ રહેવા લાગ્યા

પેલા ઠાકોર કોઇ નજીકના ગામમા ગામતરે જવા નીકળ્યા તેમના મનમા થયુ કે લાવ, ઘણા દિવસ થયા સવચદ શેઠને મળ્યો નથી તો તેમને મળતો જાઉ એમ વિચારી તેમણે એમની દુકાન તરફ જવા માડ્યુ એનામા ધરમચ શેઠે એ ઠાકોરને બોલાવ્યા અને કાનમા ધીમેથી કહેવા માડ્યુ કે સવચદ શેઠના વહાણો ડૂબી ગયા છે એ વાત તમે સાભળી ? એ શેઠને ત્યા રકમ જમે હોય તો તે લઇ લેવામા જ સાર છે, કારણ કે હવે વખત સારો દેખાતો નથી એ સાભળીને ઠાકોરના મનમાં ફાળ પડી તેઓ ઝટ સવચદ શેઠને મળ્યા અને પછી તેમણે એમની પાસે લાખ રુપિયાની ઉઘરાણી કરી સવચદ શેઠે ખુશીની સાથે રુપિયા આપવા હા પાડી અને એક લાખ રુપિયાની હુડી અમદાવાદના સોમચદ શેઠ ઉપર લખી આપવા વિચાર કર્યો જેમને ત્યા પોતાની એક પાઇ પણ જમે નથી તેમજ જેમની સાથે કોઇ પણ જાતની ઓળખાણપિછાણ નથી, તેમના ઉપર એક લાખ રુપિયાની હુડી લખતા કલમ અચકાઇ આખમાથી આસુનાં બે ટીપા હુડી ઉપર સરી પડ્યા શેઠની દાનત સારૂ હતી, પરન્તુ સુચ ઉકેલવા માટે તેમને આ માર્ગ ગ્રહણ કરવો પડ્યો હતો વહાણો આવી જતા પૈસાની છૂટ થશે ને હુડીની રકમ તરત જ ભરપાઇ કરી દેવાશે એમ શેઠનુ માનવુ હતુ

શેઠે ઠાકોરને એ હુડી આપી તે લઇને થોડેક દિવસે ઠાકોર અમદાવાદ પહોંચ્યા સોમચદ શેઠનુ મકાન પૂછતા પૂછતા તેઓ તેમને ઘેર ગયા.

તેમણે એ શેઠને હુંડી આપી અને શેઠે મુનીમને એ સોંપી તેમને રુપિયા આપવા સૂચના કરી સાથે સાથે એ ઠાકોરની સારી રીતે પરોણાગત કરવા પણ કહ્યુ બે ત્રણ દિવસમાં વાક ઉતરી ગયા પછી ઠાકોરે રુપિયાની માગણી કરી આ દરમ્યાન મુનીમે ચોપડા તપાસી જોયા હતા, પરતુ કોઇ જગ્યાએ રુપિયા જમે થયેલા જણાયા નહિ આથી શેઠની આગળ તેમણે એ વાત કરી શેઠે હુડી માગી તો એ તપાસતા આસુનાં ટપકાના ડાઘા તેમના જોવામા આવ્યા આ ઉપરથી તેઓ સમજી ગયા કે કોઇ ખાનદાન માણસે આબરુ સાચવવા માટે જ આ હુડી લખી આપી જણાય છે શેઠે તરત જ મુનીમને હુકમ કર્યો કે એક લાખ રુપિયા મારા ખરચ ખાતે લખીને આપી દો મુનીમ નારાજ થયા, પરતુ શેઠના હુકમને તાબે થઇને એમણે રુપિયા ગણી આપ્યા પેલા ઠાકોરને રુપિયાની જરુર ન હતી, પરતુ ધરમચદ શેઠના ભરમાવ્યાથી તેમણે આ પગલુ ભર્યું હતુ ઠાકોરને રુપિયા મળતાં તે લઇને તેઓ સવચદ શેઠના ગામ તરફ આવવા નીકળ્યા

આ દરમ્યાન સવચદ શેઠના વહાણો આવી ગયા હતા ને તેમણે દરેકનુ લહેણુ ચૂકવી આપ્યુ હતુ તેઓ દરરોજ પેલા ઠાકોરની રાહ જોતા હતા એવામા એક દહાડો આઘેથી ઠાકોર આવતા જણાયા એટલે તેઓ માળ ઉપરથી નીચે ઉતરી તેમને સામે લેવા ગયા ઠાકોર તો સવચદ શેઠ મળતા જ સોમચદ શેઠના વખાણ કરવા મડી પડ્યા વાત આગળ ચાલતા તેઓ બોલ્યા કે હવે મારે લાખ રુપિયાની જરુર નથી, વાસ્તે તે તમે જમે રાખો એમ બોલી લાખ રુપિયા પાછા રાખવા માટે આગ્રહ કરી તેઓ તે મૂકી ગયા

શેઠે વિચાર કર્યો કે જેમને ઘેર એક પાઇ પણ જમે ન હતી તેમજ જેમની સાથે મારે કોઇ પણ જાતની ઓળખાણ ન હતી તે સજ્જને મારી એક લાખની હુડી સ્વીકારી તો હવે મારે તે પવિત્ર પુરુષના દર્શન કરવા જ જોઇએ, અને લાખને બદલે બે લાખ રુપિયા આપી ઋણથી મુક્ત થવુ જોઇએ એમ વિચારી તેમણે અમદાવાદનો સઘ કાઢ્યો ને સાથે બે વહેલો રુપિયાથી ભરી લીધી અમદાવાદ નજીક આવતા તેમણે સોમચદ શેઠને ખબર આપી એ શેઠે ઉતારાની સગવડ કરાવી સામૈયાની તૈયારીઓ કરાવવા માડી સામૈયુ સોમચદ શેઠના ઘર પાસે આવતા સવચદ શેઠે રુપિયાથી ભરેલી વહેલો ઉતરાવી અને સોમચદ શેઠને

કહ્યુ કે આ બે વહેલીઓમાં જે રુપિયા છે તે આપ લઇ લો એ રુપિયા આપના લહેણા છે સોમચદ શેઠે તે લેવા ના પાડી અને કહ્યુ કે આપને ખાતે અમારુ લહેણુ જ નથી અમારા ચોપડા તપાસો, નીકળે તો હુ લઉં આમ રકઝક ચાલવા માડી આવી નીચે સામૈયામા આવેલા મહાજનને ખોટી થવુ પડ્યુ એ રકઝકનો પાર નહિ આવતા કેટલાક પ્રતિષ્ઠિત પુરુષો સોમચદ શેઠના મકાન ઉપર ગયા અને તેમણે એ શેઠને રકઝકનુ કારણ પૂછ્યુ એ શેઠની બધી હકીકત સાભળી સૌ કોઇ બોલવા લાગ્યુ કે આનુ નામ તે ખાનદાની પછી સવચદ શેઠે પોતાની હકીકત કહી સભળાવી આખરે મહાજને એમ ઠરાવ્યુ કે બે લાખ રુપિયાની રકમ શત્રુજય ગિરિ ઉપર બન્નેના નામથી એક ટુક બધાવીને તેમા ખરચવી મહાજનનો આ નિર્ણય બન્ને શેઠે સ્વીકાર્યો પછી સવચદ શેઠ સઘ સાથે શત્રુજય આવ્યા અને બને જણુ વતી સવાસોમજીની ટુક બધાવી આજે પણ એ ટુક મોજુદ છે

---

## કિરણ ૩૦ મું. મુનિરાજ મેતાર્ય

ગજગૃહ નગરમા એક મેદિની નામની સ્ત્રી રહેતી હતી એને કોઇ એક શેઠાણી સાથે બેનપણાં હતા એ શેઠાણીને હમેશા મરેલાં બાળકો અવતરતા હતાં એક વેળા મેદિનીએ પુત્રને જન્મ આપ્યો ત્યારે શેઠાણીએ મરેલી પુત્રીને જન્મ આપ્યો. શેઠાણી સાથેની મિત્રતાને લીધે મેદિનીએ પોતાનો પુત્ર શેઠાણીને આપી દીધો અને તેણે પોતાને પેટે મરેલી બાળા અવતરી છે એમ જાહેર કર્યું

ઘણે વર્ષે પુત્ર થવાથી અને વળી તે જીવતો રહેવાથી શેઠાણી તેમજ એના પતિના હર્ષનો પાર રહ્યો નહિ તેમણે એનુ નામ 'મેતાર્ય' પાડ્યુ વખત જતા મેતાર્ય ઉત્તમ કળાઓ શીખ્યો એ જુવાન થયો ત્યારે પૂર્વ ભવનો દેવ જે એનો મિત્ર થતો હતો તે એને પ્રતિબોધ પમાડવા આવ્યો તેણે મેતાર્યને વૈરાગ્ય ઉત્પન્ન થાય એવા અનેક ઉપાયો યોજ્યા, પરતુ મેતાર્ય ઉપર એની કશી અસર થઇ નહિ થોડા વખત પછી એ એક પછી એક એમ આઠ કન્યાઓ પરણ્યો એ આઠે પત્નીઓ સાથે પાલખીમા બેસીને એ ફરવા નીકળતો

એક દહાડો એના જન્મદાતા પિતાની તે નજરે પડ્યો એથી તેણે પોતાની પત્ની મેદિનીને ગળગળે અવાજે કહ્યુ કે મારે પણ પુત્ર થાય તો હુ પણ એને ખૂબ કન્યાઓ પરણાવુ અને ફેરવુ એ ઉપરથી મેદિનીએ એને સત્ય હકીકત કહી એ સાભળીને એના પતિએ મેતાર્યને પાલખીમાથી ખાડામા પાડી નાખ્યો અને પછી એ તેને પોતાની ગદી ને દુર્ગંધમય નાનીસરખી ઝુપડીમા લઇ ગયો. આ વખતે મેતાર્યનો મિત્રદેવ ત્યા આવ્યો અને તેણે એને દીક્ષા લેવા બહુ સમજાવ્યો મેતાર્યે કહ્યુ હુ બધુ સમજુ છુ, પરતુ હમણા મારાથી દીક્ષા લેવાય તેમ નથી, બાર વર્ષ પછી તમે ફરી આવશો ત્યારે જેમ કહેશો તેમ કરીશ એ ઉપરથી એ દેવે એને કહ્યુ કે તારી કોઇ ઇચ્છા હોય તો મને જણાવ, હુ તારો એ મનોરથ પૂર્ણ કરીશ મેતાર્યે કહ્યુ કે મારે નીચ કુળનુ કલક છે, વાસ્તે તે દૂર કરવા રાજકન્યા પરણવાની મારી ઇચ્છા છે દેવે તેની ઇચ્છા પૂર્ણ થાય એવો પ્રબધ કરી આપ્યો આથી મેતાર્યનુ લગ્ન શ્રેણિક રાજાની પુત્રી જોડે થયુ પછી એ નવ પત્નીઓ સાથે આનદથી દિવસ પસાર કરવા લાગ્યો જોતજોતામા બાર વર્ષ વીતી ગયા અને પેલો દેવ આવ્યો આ વેળા મેતાર્યની નવ પત્નીઓએ દેવ પાસે બીજાં બાર વર્ષ માગી લીધાં આથી 'તેમ હો' એમ કહી એ દેવ ચાલતો

થયો બાર વર્ષ પૂરા થતા મેતાર્યે પોતાની નવ પત્નીઓ સાથે દીક્ષા ગ્રહણ કરી ગચ્છને વિષે રહીને આગમોનો અભ્યાસ કરી તેઓ નવ પૂર્વના જાણકાર થયા પછી એકલા વિહાર કરવાની ગુરુજી પાસે અનુજ્ઞા મેળવી તેઓ તેમ કરવા લાગ્યા

એક દિવસ એ મેતાર્ય મુનિરાજ એક સોનીને ત્યા ગોચરી માટે આવી ચડ્યા આ વેળા સોની રાજા માટે સોનાના જવ બનાવતો હતો એથી એણે પોતાના માણસોને ભિક્ષા આપવા કહ્યુ, પરતુ તેમાથી કોઇ ઊઠ્યુ નહિ ત્યારે એ જાતે ઘરમા ગયો એવામા એક ક્રૌંચ પક્ષી ત્યા આવ્યુ અને તે પેલા સોનાના જવના દાણાને ખરા જવ ધારીને ચરી ગયુ સોની પાછો આવીને જુએ છે તો જવ મળે નહિ એણે મેતાર્ય મુનિને પૂછ્યુ કે જવ ક્યાં ગયા? તેમણે વિચાર કર્યો કે હુ ખરુ કહીશ તો ક્રૌંચ પક્ષીના પ્રાણ જશે, માટે એને બચાવવા સારુ મારે મૌન ધારણ કરવુ ઠીક છે મુનિરાજ તરફથી કઇ જવાબ ન મળ્યો તેથી સોની તેમના ઉપર વહેમાયો ને ગુસ્સે થયો એણે એમ માની લીધુ કે આ મુનિએ જ જવ ચોર્યા છે ગુસ્સામાં ને ગુસ્સામા સોનીએ તેમના મસ્તકની આસપાસ ભીનો ઢરેલો ચામડાનો કટકો વીંટાળવા માંડ્યો, પરતુ મુનિએ તો મૌન જ ચાલુ રાખ્યુ આથી વધારે ગુસ્સે થઇને સોનીએ તે કટકો કચકચાવીને બાંધ્યો તેથી મુનિરાજને બહુ જ વેદના થઇ, પરતુ તેમણે સોની ઉપર જરા પણ ક્રોધ ન કર્યો ઉલટી તેમણે એના તરફ ભાવદયા ચિંતવી અને ઉત્તમ ભાવના ભાવી એથી તેમને કેવલજ્ઞાન ઉત્પન્ન થયુ અલ્પ સમય પછી આયુષ્ય પૂર્ણ થતા તેઓ મોક્ષે સધાવ્યા

આ તરફ કોઇ લાકડાના ભારાવાળાએ પોતાના માથા ઉપરથી ભારો નીચે પછાડ્યો તેમ થતા એમાનો એક કટકો ઉડીને પેલા ક્રૌંચ પક્ષીને વાગ્યો, તેથી તેને ઉલટી થઇ અને તેમા પેલા જવના દાણા નીકળી પડ્યા લોકોએ એ જોઇને સોનીની બહુ નિન્દા કરી થોડા વખત પહેલા જવ મળી ગયા હોત તો આવુ માઠુ પરિણામ આવત નહિ એમ સૌ કોઇ બોલતા બોલતાં વિખરાઇ ગયા

## કિરણ ૩૧ મુ ત્રણ મિત્રમાંથી સાચો કોણ?

ક્ષિતિપ્રતિષ્ઠિત નગરમા જિતશત્રુ નામે રાજા રાજ્ય કરતો હતો તેને સોમદત્ત નામનો મત્રી હતો એ મત્રીને ત્રણ મિત્રો હતા તેમાના એકનુ નામ 'સહમિત્ર' હતુ, બીજાનુ નામ 'પર્વમિત્ર' હતુ અને ત્રીજાનુ નામ 'પ્રણામમિત્ર' હતુ મત્રી ખાના પીવા વગેરે કાર્યમા સહમિત્રને સાથે રાખતો અને આનદ કરતો આથી આ સહમિત્ર નિત્યમિત્રના નામથી પણ ઓળખાતો પર્વમિત્રને તો તે પર્વને દિવસે બોલાવતો અને એનો સત્કાર કરી એની સાથે મોજ ઉડાવતો પ્રણામમિત્ર તો જ્યારે મળતો ત્યારે તેને પ્રણામ કરવા પૂરતી જ તેની સાથે મિત્રાચારી એ સાચવતો પ્રણામમિત્ર એને ખૂબ ચાહતો હતો પણ એ જેવો વાત કરવા જાય કે મંત્રી તો એનાથી આઘો જ ભાગતો

એક દહાડો મત્રીએ રાજાનો કોઇ અપરાધ કર્યો, એથી રાજા એના ઉપર ગુસ્સે થયો અને એને કેદ કરવા તૈયાર થયો મત્રી ભય પામીને એકલો રાતોરાત સહમિત્ર પાસે ગયો અને પોતાને બચાવવા તેને વિનવવા લાગ્યો સહમિત્રે કહ્યુ કે જ્યા સુધી રાજા ગુસ્સે થયા ન હતા ત્યા સુધી જ હુ તમારો મિત્ર હતો હવે તો તમે અહીંથી ચાલ્યા જાવ, નહિ તો નાહક મને અને મારા કુટુબને હેરાન થવુ પડશે

આ સાંભળીને સોમદત્ત પર્વમિત્રને ઘેર ગયો અને તેણે તેને પોતાની આફત કહી સંભળાવી. પર્વમિત્રે તેને બેસાડી આશ્વાસન આપતા કહ્યુ કે ભાઇ! મારે તમને જરુર બચાવવા જોઇએ, પરતુ જ્યા રાજા કોપ્યો છે ત્યાં હુ લાચાર છુ, વાસ્તે તમે અહીંથી બીજે ઠેકાણે જાઓ તો સારુ હુ તમારુ કલ્યાણ ચાહુ છુ

આવો જવાબ મળતા નિરાશ થઇને સોમદત્ત પ્રણામમિત્ર પાસે ગયો તે ઉત્તમ હોવાથી તેણે મત્રીની બધી વાત શાતિથી સાભળી પછી તેણે કહ્યુ કે હુ તો રોજ તમારી ખબરઅતર રાખ્યા કરુ છુ હુ મળું ત્યારે તમે બે શબ્દ જેટલી પણ વાત કરતા નથી અને ઝટ વિદાય થઇ જાઓ છો તમે મને અત્યાર સુધી ઓળખી શક્યા નહિ તેથી તમે આટલા દુ ખી થયા હજી પણ તમે મારી સોબત કરશો તો સુખી થશો તમારે ભય રાખવાનુ કશુ કારણ નથી. હુ જેમ કહુ તેમ તમે કરશો તો રાજા તમારો વાળ પણ વાકો નહિ કરી શકશે આ સાંભળીને સોમદત્ત બોલ્યો કે તમે જ મારા ખરા મિત્ર છો

મારો અત્યાર સુધીનો અપરાધ માફ કરો, હવેથી હું જરુર તમારા કહેવા પ્રમાણે વર્તીશ પ્રણામમિત્રને આ વાત પસંદ પડી એટલે તેણે સોમદત્તને બચાવી લીધો પછી એ નિશ્ચિતપણે રહેવા લાગ્યો.

આ કથાનો ઉપનય એ છે કે કર્મ એ રાજા છે, મંત્રી એ સંસારી આત્મા છે અને નિત્યમિત્ર એ શરીર છે, આત્મા નિરતર શરીરને પાળે છે ને પોષે છે, તેમ છતાં જ્યારે કર્મરૂપ રાજા કોપે છે ત્યારે એ નિત્યમિત્ર તરફથી એને સહાયતા મળી શકતી નથી

કુટુબપરિવાર એ પર્વમિત્ર સમાન છે કુટુબ વગેરેનુ સારી રીતે પોષણ કર્યું હોય તો કર્મરૂપ રાજા કોપે ત્યારે તે કેવળ આશ્વાસન આપી શકે છે, પરતુ દુ ખ દૂર કરી શકે તેમ નથી

ધર્મ એ પ્રણામમિત્ર છે આપત્તિમા એને શરણે જનારી એ આત્માને બચાવી લે છે અને તેને કર્મરૂપ રાજાના ભયથી મુક્ત કરે છે વળી જીવ શરીરનો નિરતર સત્કાર કરે છે, છતા જ્યારે મરણની નોબત વાગે છે ત્યારે શરીર અહીં જ પડ્યુ રહે છે અને રોજ સારસભાળ રાખનાર જીવ સાથે એક ડગલુ પણ જતુ નથી પર્વમિત્રરૂપ કુટુબ સ્મશાનની પાળ સુધી થોડેક જઈ પાછુ ફરે છે, પરતુ એથી આગળ તેની સાથે જતુ નથી પ્રણામમિત્રરૂપ ધર્મ સકટમા સહાય કરવામા એકો છે એ તો પરલોકમા પણ છાયાની જેમ સાથે સચરે છે, અને પોતાની મિત્રતા સાચી હોવાનુ સિદ્ધ કરી આપે છે

આ ઉપરથી સમજાશે કે આ દુનિયામા સાચો, સનાતન અને સપૂર્ણ સહાયક મિત્ર કોઈ હોય તો તે ધર્મ જ છે, માટે સુખી થવા માટે અને સદ્ગતિ મેળવવા સારુ સૌ કોઈએ ધર્મ કરવો જોઈએ

---

## કિરણ ૩૭ મું. દેલવાડાના દહેરાં

અસલના વખતમાં આપણા લોકોએ જીવનને કળામય બનાવવા તરફ પૂરતુ લક્ષ્ય આપ્યુ છે તેમણે બધાવેલાં દહેરા એ વાતની સાક્ષી પૂરે છે દહેરાઓને ભક્તિની સાથે સાથે કળાના ધામ બનાવવા માટે તેમણે પુષ્કળ પૈસા ખરચેલા છે. પાલીતાણાના, કુંભારીઆના, ગિરનારના, આબુના અને રાણકપુરના દહેરા બધાવતા કરોડો રુપિયા ખર્ચ થયો છે આ બ'ના દહેરામા પાલીતાણાના અને આબુના દહેરા વધારે જાણીતા છે આપણે આ કિરણમા આબુના દહેરા વિષે વાત કરીશુ

આબુના તીર્થને 'દેલવાડા' કહેવામા આવે છે, એથી આબુ પર્વત ઉપરના દહેરા 'દેલવાડાના દહેરા' તરીકે ઓળખાનાય છે કેટલાક લોકો એને 'દેવળવાડાનાં દહેરાં' એ નામથી પણ ઓળખાવે છે કેટલાકનુ કહેવુ એમ છે કે આબુની છાવણીથી થોડેક દૂર દેલવાડા નામનુ ગામ આવેલુ હોવાથી એ દહેરાને 'દેલવાડાનાં દહેરા' કહેવામા આવે છે

બી બી એન્ડ સી આઇ રેલ્વેના આબુરોડ સ્ટેશનથી લગભગ ૧૮ માઇલ ઉપર દેલવાડા આવેલુ છે ત્યા જવા માટે સડક છે રસ્તો ડુગરાળ હોવાથી સડક ઘણી જગ્યાએ ઢાળવાળી અને વાંકીચૂકી છે, પરતુ દેલવાડે જવા માટે મોટર વગેરે વાહનો હાલમા મળે છે, એથી ત્યા જનારને મુશ્કેલી નડતી નથી

દેલવાડામાં મુખ્ય ચાર દહેરા છે (૧) વિમલવસહી, (૨) લૂણવસહી, (૩) પિત્તલહર ને (૪) ખરતરવસહી

આ બધા દહેરાઓનો બહારનો દેખાવ બહુ આકર્ષક નથી, પરતુ એની અંદરનુ કોતરકામ ઘણુ જ ઊંચી જાતનુ છે એ જોઇને કોઇ પણ કળાપ્રેમીનુ હૃદય સહેજે આનદથી ઊભરાઇ જાય ઇગ્લડના રાજા હેનરી સાતમાનો વખત કોતરકામ માટે પ્રખ્યાત છે, પરતુ આ દહેરાઓનુ કોતરકામ તો એને પણ ટક્કર મારે તેમ છે અદરનુ કોતરકામ એટલુ બધુ બારીક છે કે મીણના બીબામા તે ઉતાર્યું હોય એવો ભાસ થાય છે

આ બધા દહેરામા વિમલ મત્રીનુ બધાવેલુ દહેરુ સૌથી પ્રાચીન છે એ મત્રી અણહિલવાડના રાજા પહેલા ભીમદેવના સરદાર હતા તેમણે આબુના રાજાને જીતીને તેની પાસેથી ચિત્રકૂટ શિખર મેળવ્યુ અને એના ઉપર વિક્રમ સવત્ ૧૦૮૮ મા ઘણા [illegible] તેમા આદિનાથનુ દહેરુ ઘણુ સુદર અને

ગભિયામણુ બધાયુ છે એમા મૂળનાયક તરીકે આદિનાથની પ્રતિષ્ઠા પોતે કરાવેલી છે એની આસપાસ નાની નાની દેરીઓ છે

આ દહેરુ વિમલ મત્રીએ બધાવેલુ હોવાથી એ 'વિમલવસહી' એવા નામથી ઓળખાય છે આ દહેરુ સફેદ આરસપહાણુ વડે બધાવેલુ છે એના ગભારાની આગળ સભામડપ છે અને એના ઉપર આઠ ખૂણાવાળો ઘૂમટ છે આસપાસ થાભલાઓની હાર છે એના ઉપર પણુ ઘૂમટ છે કેટલાક ઘૂમટ કમળના આકારના છે કેટલાકમા લડાઈના તેમજ પ્રાચીન સમયના રીતરિવાજ, વ્યવહાર, પહેરવેશ, શિલ્પશાસ્ત્ર વગેરેનો સુંદર ખ્યાલ આપનાર અનેક પ્રસગો આબેહુબ કોતરેલા છે

વિમલવસહીની બહાર સામે જ, સિદ્ધરાજ જયસિંહ ને કુમારપાલ રાજાના મત્રી પૃથ્વીપાલે એક હાથીખાનુ બધાવ્યુ છે અને એના દરવાજાના મુખ્ય ભાગમાં પોતાના પૂર્વજ વિમલ મત્રીને ઘોડા ઉપર બેસાડ્યા છે વળી તેમણે વિમલ મત્રીની બને બાજુએ તેમજ પાછળ એમ બધા મળીને ૧૦ હાથીઓ કરાવ્યા છે

વિમલ મત્રીની ઘોડા ઉપર બેઠેલી મૂર્તિ તેમજ દહેરામા દર્શન કરવા જતી વેળાની આખી સવારી આરસપહાણુના પત્થરમા બહુ બારીકાઇથી કોતરેલી છે

હાથીખાનામા હાથીઓ પત્થરમા કોતરેલા છે એ કોતરકામ ઘણુ જ સુદર છે હાથીને બાધેલા દોરડાની ગાઠો તેમજ તેની કરચલીઓનો ચિતાર આબેહુબ આપવામા આવ્યો છે હાથીખાનામા વચ્ચોવચ્ચ બે મૂર્તિઓ છે અને એ કાળા પત્થરમા કોતરેલી છે આજુબાજુ પત્થરમા જ કોતરેલી સુંદર જાળી છે

ધોળકાના વીરધવળ રાજાના મત્રીઓ નામે વસ્તુપાલ અને તેજપાલ એ બે ભાઇઓએ પણુ વિમલવસહીની પાસે સફેદ આરસપહાણુના દહેરા બધાવ્યા છે એમા 'લૂણુવસહી'ના નામથી ઓળખાતુ જિનાલય સૌથી મુખ્ય છે આમા મૂળનાયક તરીકે નેમિનાથ છે તેજપાલ મત્રીએ વિક્રમ સવત ૧૨૮૮ મા નેમિનાથની પ્રતિષ્ઠા કરાવી પછી તેમણે બીજી દેરીઓની પ્રતિષ્ઠા એક પછી એક કરાવવા માંડેલી તે વિ સ ૧૨૯૨ ના ફાગણ માસમા પૂરી થઇ હતી

આ લૂણુવસહીનુ કોરણીકામ પણુ વિમલવસહીની જેમ અજોડ છે આખી દુનિયામા એની કોરણી વખણાય છે આ દહેરા પાછળ ૧૨ કરોડ ને ૫૩ લાખ રુપિયાનો ખરચ થયો હતો એમ કહેવાય છે એક દિવસમા કોતરણી કરતા

રળિયામણુ બધાયુ છે એમા મૂળનાયક તરીકે આદિનાથની પ્રતિષ્ઠા પોતે કરાવેલી છે એની આસપાસ નાની નાની દેરીઓ છે

આ દહેરુ વિમલ મત્રીએ બધાવેલુ હોવાથી એ 'વિમલવસહી' એવા નામથી ઓળખાવાય છે આ દહેરુ સફેદ આરસપહાણુ વડે બધાવેલુ છે. એના ગભારાની આગળ સભામડપ છે અને એના ઉપર આઠ ખૂણાવાળો ઘૂમટ છે આસપાસ થાભલાઓની હાર છે એના ઉપર પણ ઘૂમટ છે કેટલાક ઘૂમટ કમળના આકારના છે કેટલાકમા લડાઇના તેમજ પ્રાચીન સમયના રીતરિવાજ, વ્યવહાર, પહેરવેશ, શિલ્પશાસ્ત્ર વગેરેનો સુદર ખ્યાલ આપનાર અનેક પ્રસગો આબેહુબ કોતરેલા છે

વિમલવસહીની બહાર સામે જ, સિદ્ધરાજ જયસિંહ ને કુમારપાલ રાજાના મત્રી પૃથ્વીપાલે એક હાથીખાનુ બધાવ્યુ છે અને એના દરવાજાના મુખ્ય ભાગમા પોતાના પૂર્વજ વિમલ મત્રીને ઘોડા ઉપર બેસાડ્યા છે વળી તેમણે વિમલ મત્રીની બને બાજુએ તેમજ પાછળ એમ બધા મળીને ૧૦ હાથીઓ કરાવ્યા છે

વિમલ મત્રીની ઘોડા ઉપર બેઠેલી મૂર્તિ તેમજ દહેરામા દર્શન કરવા જતી વેળાની આખી સવારી આરસપહાણુના પત્થરમા બહુ બારીકાઇથી કોતરેલી છે

હાથીખાનામા હાથીઓ પત્થરમા કોતરેલા છે એ કોતરકામ ઘણુ જ સુદર છે હાથીને બાધેલા દોરડાની ગાઠો તેમજ તેની કરચલીઓનો ચિતાર આબેહુબ આપવામા આવ્યો છે હાથીખાનામા વચ્ચોવચ્ચ બે મૂર્તિઓ છે અને એ કાળા પત્થરમા કોતરેલી છે આજુબાજુ પત્થરમા જ કોતરેલી સુદર જાળી છે

ધોળકાના વીરધવળ રાજાના મત્રીઓ નામે વસ્તુપાલ અને તેજપાલ એ બે ભાઇઓએ પણ વિમલવસહીની પાસે સફેદ આરસપહાણુના દહેરા બધાવ્યા છે એમા 'લુણવસહી'ના નામથી ઓળખાતુ જિનાલય સૌથી મુખ્ય છે આમા મૂળનાયક તરીકે નેમિનાથ છે તેજપાલ મત્રીએ વિક્રમ સવત ૧૨૮૮ મા નેમિનાથની પ્રતિષ્ઠા કરાવી પછી તેમણે બીજી દેરીઓની પ્રતિષ્ઠા એક પછી એક કરાવવા માડેલી તે વિ સ ૧૨૯૨ ના ફાગણ માસમા પૂરી થઇ હતી

આ લુણવસહીનુ કોરણીકામ પણ વિમલવસહીની જેમ અજોડ છે આખી દુનિયામા એની કોરણી વખણાય છે આ દહેરા પાછળ ૧૨ કરોડ ને ૫૩ લાખ રૂપિયાનો ખરચ થયો હતો એમ કહેવાય છે એક દિવસમા કોરણી કરતા

જેટલો પત્થરનો ભૂકો પડતો તેની ભારોભાર રૂપુ બારીક નકશી કામ કરનારા કાબેલ કારીગરને તરત જ આપવામા આવતુ આથી શિલ્પીઓને પૂર્ણ સંતોષ મળતો. એથી તેમણે મન મૂકીને કામ કર્યું છે અને એથી એ તાજમહાલથી જુદુ પડે છે, કેમકે તાજમહાલના પત્થરોમા રાજસત્તાની વેદના નિશ્વાસ છે અને અહીં તો મંત્રીશ્વરોની ઉદારતાથી ઉદ્ભવેલો શિલ્પીઓનો આશીર્વાદ છે

લુણુવસહીના ગૂઢમંડપના મુખ્ય દરવાજાની બહાર નવચોકીઓમા દરવાજાની બન્ને બાજુએ એકેક ગોખલો છે એ એકેક ગોખલા પાછળ નવ લાખ રુપિયા ખરચ થયો હતો એમ કહેવાય છે એ ગોખલાઓને દેરાણી જેઠાણીના ગોખલા તરીકે ઓળખાવાય છે, પરતુ એ કઇ દેરાણી જેઠાણીના બધાવેલા નથી એ તો તેજપાલે પોતાની પત્ની સુહડાદેવીના પુણ્યાર્થે બધાવેલા છે

લુણવસહીના ઘૂમટની વચ્ચેની કારીગરી જોઇને દર્શનોની નજર ઠરે છે એનુ ચિત્ર અડધા ખીલેલા કમળના ફૂલ જેવુ જણાય છે એનો કટોરા જેવો વચ્ચેનો ભાગ એટલો બધો બારીકાઇથી કોતરેલો છે કે તે જોનારને અચબામાં ગરકાવ કરી નાખે છે

વસ્તુપાલે અને તેજપાલે બધાવેલા દહેરામા નિર્જીવ વસ્તુઓનાં ચિત્રો છે એટલુ જ નહિ, પણ ઘરસસાર, વેપાર અને લડાઇને લગતા પણ પુષ્કળ ચિત્રો કોતરેલા છે જે કળાપ્રેમી પ દેશી કે પરધર્મી આ દહેરા જુએ છે તેની ખાતરી થાય છે કે આ દેશના લોકો ઇમારત બાનવામા અને નકશી કોતરવામા એક્કા હતા વળી સાથે સાથે આ ઉપરથી તેમને આ દેશની જાહોજલાલી અને કળાની ઉપાસનાની વૃત્તિની પણ ઝાખી થાય છે

આદિનાથ તેમજ નેમિનાથની મૂર્તિઓમા આખની જગ્યાએ કિંમતી હીરા બેસાડેલા છે, અને શરીરે જવાહીરના દાગીના છે એ બધાની શોભામા સાચા હીરાથી જડેલા મુગટો વધારો કરે છે ખરેખર, દેલવાડાના આ દહેરા તે દહેરા જ છે ગુજરાતમા આવા દહેરા આવેલા હોવાથી તે ગૌરવ ધારણ કરી શકે તેમ છે

દેલવાડાના દહેરા તરીકે વિમલવસહી ને લુણવસહી પછી બધાવાયેલા 'પિત્તલહર'નુ નામ લેવુ ઘટે આ દહેરુ ભીમાશાહે બધાવેલુ છે અને એમા મૂળનાયક તરીકે આદીશ્વરની મોટી મૂર્તિ છે એમા મોટે ભાગે પિત્તળ વપરાયેલુ હોવાથી આ દહેરાને 'પિત્તલહર' એ નામથી ઓળખાવાતુ હશે એમ લાગે છે



દેલવાડામાંનુ ચોથુ મોટુ દહેરુ 'ચૌમુખજીનુ મદિર' એ નામથી ઓળખાનાય છે એનુ કારણુ એ છે કે આ દહેરામા ચારે દિશામા શ્રીપાર્શ્વનાથની એકેક મૂર્તિ છે આ મદિરના મૂળનાયક તેમજ બીજી પણુ ઘણી પ્રતિમાઓ ખરતર ગચ્છના શ્રાવકોએ કરાવેલી છે અને તેની પ્રતિષ્ઠા ખરતર ગચ્છના આચાર્યોએ કરી છે એ ઉપરથી આ મદિરને 'ખરતરવસહી' તરીકે પણુ ઓળખાનાય છે

આબુ તીર્થની યાત્રા કરનાર દેલવાડાના આ ચાર મુખ્ય દહેરાના દર્શન કરે છે અને પછી મોટે ભાગે દેલવાડાથી લગભગ સાડા ચાર માઇલ દૂર આવેલ અચળગઢ ગામમા જાય છે ત્યાં પણુ ચાર સુદર મદિર આવેલા છે એના દર્શન કરીને યાત્રાળુ પોતાની જાતને પાવન કરે છે

---

# અર્થ-સૂચી

### અ

અતિચાર=વ્રતને મલિન કરનાર દોષ
અભયદાન=રક્ષા આપવુ તે
અમારિ=કોઈને મારવો નહિ તે, અહિંસા

### આ

આયંબિલ=દૂધ, દહીં, ઘી, તેલ અને ગોળ તેમજ મસાલા વગરનું, સાદુ અને તળ્યા વિનાનુ અન્ન ખાઈને કરાતુ એક જાતનું એકાસણુ
આરંભ=પાપનુ કાર્ય
આવસ્સહી=ઉપાશ્રયમાંથી બહાર નીકળતી વેળા બોલાતો શબ્દ
આસન=બેસવા માટે કામમા લેવાતુ વસ્ત્ર

### ઈ

ઈશાન દેવલોક=બીજુ સ્વર્ગ

### ઉ

ઉદ્ઘોષણા=મોટેથી જાહેર કરવુ તે

### ઋ

ઋદ્ધિ=વૈભવ, સંપત્તિ

### ક

કાઉસ્સગ્ગ=કાયોત્સર્ગ, શરીર સંબંધી પ્રવૃત્તિઓનો ત્યાગ
કાપ કાઢવો=કપડા ધોવા
કામળી=કાંબળી, ઊનનુ કપડું
કાળ કરવો=દેહ છોડવો
કિલામના=પીડા, દુઃખ

### ખ

ખરતર=એક ગચ્છનુ નામ

### ગ

ગચ્છ=સમાન જાતની ક્રિયા કરનાર અથવા એક સાથે બેસી આહાર કરનારા સાધુઓના સમુદાય

ગણધર=તીર્થંકરના મુખ્ય શિષ્ય
ગૂઢમંડપ=મૂળ ગભારાની પાસેનો મંડપ

## ચ

ચોલપટ્ટો=ધોતિયાને બદલે આપણા સાધુઓ લૂગી જેવો જે કપડાનો ટુકડો વાપરે છે તે
ચૌદ વિદ્યા=ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ એ ચાર વેદો, શિક્ષા, છંદ, વ્યાકરણ, નિરુક્ત, જ્યોતિષ્ અને કલ્પ એમ વેદના છ અંગો, તેમજ મીમાંસા, તર્ક, ધર્મશાસ્ત્ર અને પુરાણ

## ટ

ટૂક=પર્વતના જે શિખર ઉપર મંદિર હોય તે શિખર

## ત

તીર્થંકર-નામકર્મ=તીર્થંકરપણું જે કર્મથી મળે તે કર્મ

## દ

દર્શન=શ્રદ્ધા
દેશના=ઉપદેશ
દ્વાદશાવર્ત વંદન=ગુરુને કરાતી એક જાતની વંદના

## ધ

ધર્મલાભ=જૈન સાધુ કે સાધ્વી તરફથી 'ધર્મનો લાભ થાઓ' એ મતલબનો અપાતો આશીર્વાદ

## ન

નંદીશ્વર=આપણે જે દ્વીપમાં રહીએ છીએ તે 'જંબૂદ્વીપ' કહેવાય છે એ થાળી જેવા દ્વીપની આસપાસ ફરતો સમુદ્ર છે એનું નામ 'લવણ' છે એની આસપાસ એક સમુદ્ર છે અને તેને ફરતો એક દ્વીપ છે એ પ્રમાણે અગણિત દ્વીપો અને સમુદ્રો છે તેમાં નંદીશ્વર દ્વીપ આઠમો છે
નરક=જ્યાં પાપી જીવોને ખૂબ દુઃખ ભોગવવું પડે તેવું સ્થાન
નવચોકી=ગૂઢમંડપની બહાર આવેલો નવ ચોકીઓવાળો મંડપ
નાગવું=પોથી અને પાતનને ખભા ઉપર લટકાવવા માટે બાંધવામાં આવતું કપડું
નારક=નરકમાં ઉત્પન્ન થયેલો જીવ
નિકાચના=કર્મને મોટે ભાગે ભોગવ્યા વિના છૂટકો ન જ થાય તેવો કર્મનો મજબૂતમાં મજબૂત બંધ

## પ

પદ્માસન=જે પદ્મના આસન ઉપર પ્રભુની પ્રતિમા બિરાજમાન કરવામાં
આવે તે આસન

પત્રી=ગોચરીએ જતી વેળા ઝોળી ઉપર ઢાંકવામાં આવતો વસ્ત્રનો કટકો.

પાગરણી=ખેસ જેવું જે કપડું આપણા સાધુ વાપરે છે તે

પાત્ર લુછણ=પાત્રાસણને લુછવાના કપડાનો કટકો.

પૂર્વ=બારમા અંગરૂપ આગમનો એક ભાગ

પૌષધશાળા=ખાસ પૌષધ કરવા માટે રાખેલી જુદી જગ્યા.

## લ

લબ્ધિ=તપ વગેરે કરવાથી મળતી અદ્ભુત શક્તિ.

## વ

વીસ સ્થાનક=તીર્થંકર નામકર્મને ઉપાર્જન કરવાના ૨૦ માર્ગ

વૈરાગ્ય=સંસાર ઉપરથી મનનું ઉઠી જવું તે

## શ

શાસન=રાજ્ય

## સ

સથારિયું=સૂતી વખતે આપણા સાધુઓ જે કપડું પાથરે છે તે

સમવસરણ=તીર્થંકરને દેશના આપવા માટે દેવો ત્રણ ગઢવાળું અને ત્ર
ગઢવાળું ભવ્ય અને વિશાળ સ્થાન.

સમ્યક્ત્વ=દેવ, ગુરુ અને ધર્મને વિષેની સાચી શ્રદ્ધા.

સર્વજ્ઞ=બધું જાણનારા

સર્વાર્થસિદ્ધિ=છેલ્લું અને સૌથી ઊંચું સ્વર્ગ

સૌધર્મ=પહેલા સ્વર્ગના ઇન્દ્રનું નામ

---



# પરિશિષ્ટ

## ईर्यापथिकी सूत्र

इच्छाकारेण सन्दिशत भगवन्! ईर्यापथिकीं प्रतिक्रमामि इच्छामि।

**इच्छाकारेण संदिसह भगवन्! इरियावहियं पडिक्कमामि इच्छं।**

ઇચ્છાથી આજ્ઞા આપો હે પ્રભુ! ઈર્યાપથિકી પ્રતિક્રમણ કરુ ઇચ્છુ છુ[1]

**અર્થ**—હે પ્રભુ! તમે ઇચ્છાથી આજ્ઞા આપો (એટલે) હુ ઈર્યાપથિકી (ક્રિયા)નુ પ્રતિક્રમણ કરુ (અર્થાત ચાલવાથી જે પાપ લાગ્યુ હોય તે પાપથી નિવર્તું ત્યારે ગુરુ આદેશ આપે કે પડિક્કમહ એટલે કે પ્રતિક્રમો પછી શિષ્ય કહે.) હુ (એ જ) ઇચ્છુ છુ

इच्छामि प्रतिक्रमितुं ईर्यापथिक्या विराधनाया

**इच्छामि पडिक्कमिउं इरियावहियाए विराहणाए**

ઇચ્છુ છુ પાપથી નિવૃત્ત થવાને [2]ઈર્યાપથિકી [3]વિરાધના

गमनागमने प्राणाक्रमणे बीजाक्रमणे हरिताक्रमणे

**गमणागमणे, पाणक्कमणे, बीअक्कमणे, हरियक्कमणे,**

જતા ને આવતા પ્રાણીને ચાંપતા બીજ ચાંપતા લીલી વનસ્પતિ ચાંપતા

अवश्यायोत्तिङ्गपनकोदकमृत्तिकामर्कटसन्तानसङ्क्रमणे

**ओसा-[4]उत्तिंग-पणग-[5]दग-मट्टी-मक्कडासंताणासंकमणे।**

[6]ઝાકળ, કીડીના દર, લીલફૂલ, પાણી, માટી ને કરોળિયાની જાળને ચાંપતા

**અર્થ**—(એક સ્થળેથી બીજે સ્થળે) જવા આવવામા (બે, ત્રણ અને ચાર ઇન્દ્રિયવાળા) પ્રાણીઓને (પગે કરી) ચાંપવાથી, (ધાન્યના) બીજને ચાંપવાથી, લીલી વનસ્પતિને ચાંપવાથી તેમજ ઝાકળને, કીડીના દરને, લીલફૂલને, (સચિત્ત)

---

૧ આપની આજ્ઞા પ્રમાણ છે એમ પણ કેટલાક અર્થ કરે છે ૨ રસ્તે ચાલવું કે સાધુના આચાર મુજબ નહી ચાલવી તેને લગતી ૩ વિપરીત વર્તન ૪ આનો અર્થ 'ભૂમિમા ગોળ છિદ્ર પાડનાર ... જીવ' એવો પણ કરાય છે ૫ 'જે જમીન પર પગ ન પડ્યો હોય તે ... એવો પણ અર્થ થાય છે ૬ ઓસ, ઠાર

પાણીને, (સચિત્ત) માટીને તથા કરોળિયાની જાળને (પગે કરી) ચાંપવાથી થયેલી ઈર્યાપથિકી વિરાધનાના પાપથી નિવૃત્ત થવા હુ ઇચ્છુ છુ

ये मया जीवा विराधिता
**जे मे जीवा विराहिया**
જે મારા વડે જીવો દુ ખી કરાયા

एकेंद्रिया द्वीन्द्रिया त्रीन्द्रिया चतुरिन्द्रिया पञ्चेन्द्रिया
**एगिंदिया, बेइंदिया, तेइंदिया, चउरिंदिया, पंचिंदिया।**
એકેન્દ્રિય દ્વીન્દ્રિય ત્રીન્દ્રિય ચતુરિન્દ્રિય પચેન્દ્રિય

અર્થ—જે જીવોને મેં દુ ખી કર્યા હોય (તે જીવો પછી ભલે) એક ઇન્દ્રિય વાળા, બે ઇન્દ્રિયવાળા, ત્રણ ઇન્દ્રિયવાળા, ચાર ઇન્દ્રિયવાળા કે પાચ ઇન્દ્રિયવાળા હો.

अभिहता वर्त्तिता श्लेषिता
**अभिहया, वत्तिया, लेसिया,**
લાતે મરાયા ધૂળ વડે ઢકાયા મસળાયા

सङ्घातिता सङ्घट्टिता परितापिता. क्लामिता.
**संघाइया, संघट्टिया, परियाविया, किलामिया,**
એકઠા કરાયા અડકાડાયા કષ્ટ દેવાયુ ખેદ પમાડાયા

अवद्राविता स्थानात् स्थान सङ्क्रामिता जीवितात्
**उद्दविया, ठाणाओ ठाणं संकामिया, जीवियाओ**
ત્રાસ પમાડાયા એક ઠેકાણેથી બીજે ઠેકાણે મૂકાયા જીવનથી

व्यपरोपिता तस्य मिथ्या मे दुष्कृतम्
**ववरोविया तस्स मिच्छा मि दुक्कडं।**
જુદા કરાયા તેનુ ફોગટ મારુ પાપ

અર્થ—(ઉપર ગણાવેલા જીવોને) મેં લાતે માર્યા હોય, ધૂળ વડે ઢાંક્યા હોય, (ભૂમિ સાથે કે એક બીજા સાથે) મસળ્યા હોય, (આડોઆડે શરીરે શરીર) એકઠા કર્યા હોય, એક બીજાને અડકાડ્યા હોય, કષ્ટ દીધુ હોય, ખેદ પમાડ્યો હોય, ત્રાસ પમાડ્યો હોય, એક સ્થાનથી બીજે સ્થાને મૂક્યા હોય તેમજ જીવનથી જુદા કર્યા હોય (એટલે કે મારી નાખ્યા હોય) તેને લગતુ મારુ પાપ નિષ્ફળ (થાઓ)

---

# तस्स उत्तरी सूत्र

तस्स उत्तरीकरणेन प्रायश्चित्तकरणेन विशोधिकरणेन

**तस्स उत्तरीकरणेणं, पायच्छित्तकरणेणं, विसोहीकरणेण,**

તેનો ફરીથી સસ્કાર કરવા માટે પ્રાયશ્ચિત્ત કરવાએ કરી વિશુદ્ધિએ કરી

निशल्यीकरणेन पापाना कर्मणा निर्घातनार्थाय

**विसल्लीकरणेण पावाणं कम्माण निग्घायणट्ठाए**

શલ્યરહિતપણે કરી પાપ કર્મોનો નાશ કરવા માટે

तिष्ठामि कायोत्सर्गम्

**ठामि काउस्सग्ग ।**

કરુ છુ કાઉસ્સગ્ગ

**અર્થ**—(જે અતિચારની પૂર્વે આલોચના કરવામા આવી) તેનો ફરીથી સસ્કાર કરવાને માટે (ગુરુ પાસે) પ્રાયશ્ચિત્ત કરવાએ કરી, (આત્માના મેલને ટાળવાએ કરી પરિણામની) વિશુદ્ધિએ કરી તેમજ (આત્માને) શલ્યથી રહિત કરવાએ કરી પાપકર્મોનો નાશ કરવા માટે હુ (કાયના વ્યાપારના ત્યાગ કરવારૂપ) કાઉસ્સગ્ગ કરુ છુ

**વિવેચન**—ઈર્યાપથિકી ક્રિયા કરવાથી આત્મા પાપથી મલિન બન્યો એની શુદ્ધિ 'મિચ્છા મિ દુક્કડ' દ્વારા કરી, તો પણ પરિણામ જેવા જોઈએ તેવા શુદ્ધ ન થવાથી આત્મા વિશેષ નિર્મળ ન બન્યો હોય તો તેને તેવો બનાવવા માટે તેના ઉપર વારવાર સુદર સસ્કાર પાડવા કાઉસ્સગ્ગ કરવો જોઈએ એ માટે પ્રાયશ્ચિત્ત જરુરનુ છે ખરેખરુ પ્રાયશ્ચિત્ત પરિણામની વિશુદ્ધિ વિના હોઈ ન શકે, એથી પરિણામની વિશુદ્ધિની જરુર છે પરિણામને વિશુદ્ધ બનાવવા માટે શલ્યનો ત્યાગ કરવો જોઇએ.

# अन्नत्थ ऊससिएणं

अन्यत्र उच्छ्वसितेन निःश्वसितेन कासितेन क्षुतेन

**अन्नत्थ ऊससिएणं, नीससिएण, खासिएण, छीएण,**

[1]અન્યત્ર ઊંચો શ્વાસ નીચો શ્વાસ ઉધરસ છીંક

जृम्भितेन उद्गारितेन वातनिसर्गेण भ्रमर्या पित्तमूर्च्छया

**जंभाइएण, उड्डुएण, वायनिसग्गेण, भमलीए, पित्तमुच्छाए,**

બગાસું ઓડકાર વાછુટ ચકરી પિત્તથી મૂર્ચ્છા

सूक्ष्मैः अङ्गसञ्चालैः सूक्ष्मैः श्लेष्मसञ्चालैः

**सुहुमेहिं अंगसंचालेहिं, सुहुमेहिं खेलसंचालेहिं,**

સૂક્ષ્મ શરીરનું હાલવું સૂક્ષ્મ [2]શ્લેષ્મનું હાલવું

सूक्ष्मैः दृष्टिसञ्चालैः एवमादिभिः आकारैः

**सुहुमेहिं दिट्ठिसंचालेहिं एवमाइएहिं आगारेहिं**

સૂક્ષ્મ આંખનું પલકવું એ આદિ અપવાદો વડે

अभग्नः अविराधितः भवतु मम कायोत्सर्गः

**अभग्गो अविराहिओ हुज्ज मे काउस्सग्गो ।**

નહિ ભાંગેલો નહીં વિરાધેલો હોજો મારો કાઉસ્સગ્ગ

**અર્થ**—સિવાય કે ઊંચો શ્વાસ લેવા વડે, નીચો શ્વાસ મૂકવા વડે, [3]ઉધરસ આવવાથી, છીંક આવવાથી, બગાસું આવવાથી, ઓડકાર આવવાથી, વા સરવાથી, ચકરી આવવાથી, પિત્ત(ના વિકાર)થી મૂર્ચ્છા આવવાથી, શરીરનો સૂક્ષ્મ સંચાર, સૂક્ષ્મ શ્લેષ્મનો સંચાર, (આંખના પલકારારૂપ) સૂક્ષ્મ દૃષ્ટિનો સંચાર [4]ઇત્યાદિ અપવાદોથી મારો કાઉસ્સગ્ગ અખંડિત ને અવિરાધિત હોજો

---

૧ શરીરની બધી પ્રવૃત્તિઓમાંથી જેનો ત્યાગ કરવો લગભગ અશક્ય છે તે સિવાયની ૨ કફ ૩ ઉધરસ, છીંક, બગાસું તેમજ ઓડકાર આવે ત્યારે જીવરક્ષા માટે મોઢે હાથ દેવો ઘટે તેમ કરવાથી 'જયણા સાચવી' કહેવાય ૪ આગ લાગે, વીજળી પડે, સાપ કરડે કે એવો કોઈ બીજો ઉપદ્રવ થાય ત્યારે સ્થાન બદલાય



यावत् अर्हता भगवता

**जाव अरिहंताण भगवंताणं**

જ્યા સુધી અરિહંત પ્રભુને

नमस्कारेण न पारयामि

**नमुक्कारेण न पारेमि**

નમસ્કાર વડે ન પૂર્ને કરુ

तावत काय स्थानेन मौनेन

**ताव काय ठाणेण मोणेण**

ત્યા સુધી શરીરને સ્થાન વડે મૌન વડે

ध्यानेन आत्मीय व्युत्सृजामि

**झाणेण अप्पाण वोसिरामि ।**

ધ્યાન વડે પોતાના ત્યાગ કરું છુ

અર્થ—જ્યા સુધી અરિહંત પ્રભુને ("नमो अरिहंताण" એ પદ વડીને) નમસ્કાર કરવા વડે (એ કાઉસ્સગ્ગ) હુ ન પૂર્ને કરુ ત્યા સુધી ઊભા રહેવા વડે, મૌન વડે (અને) ધ્યાન વડે પોતાની કાયાને ત્યાગ કરુ છુ (એટલે કે હુ સ્થાન, મૌન ને ધ્યાન સિવાયની અન્ય ક્રિયા કરીશ નહિ)

---

## चैत्यस्तव

अर्हच्चैत्यानां करोमि कायोत्सर्गं

**अरिहंतचेइयाणं करेमि काउस्सग्गं**

અરિહંતની પ્રતિમાઓનો કરું છું કાઉસ્સગ્ગ

वन्दनप्रत्ययं पूजनप्रत्ययं सत्कारप्रत्ययं

**वंदणवत्तियाए, पूअणवत्तियाए, सक्कारवत्तियाए,**

વંદનને નિમિત્ત પૂજનને નિમિત્તે સત્કારને નિમિત્તે

सन्मानप्रत्ययं बोधिलाभप्रत्ययं निरुपसर्गप्रत्ययं

**सम्माणवत्तियाए, बोहिलाभवत्तियाए, निरुवसग्गवत्तियाए**

સન્માનને નિમિત્તે, સમ્યક્ત્વના લાભને નિમિત્તે ઉપસર્ગ-રહિતના નિમિત્તે

અર્થ—અરિહંતોની પ્રતિમાઓના વંદનને નિમિત્તે, (એના) પૂજનને નિ[મિત્તે,] સત્કારને નિમિત્તે, સન્માનને નિમિત્તે, સમ્યક્ત્વના લાભને નિમિત્તે ( ઉપસર્ગરહિત (મોક્ષરૂપ સ્થાન પામવા)ના નિમિત્તે હુ કાઉસ્સગ્ગ કરું છું

श्रद्धया मेधया धृत्या धारणया अनुप्रेक्षया

**सद्धाए, मेहाए, धिईए, धारणाए, अणुप्पेहाए**

શ્રદ્ધાએ બુદ્ધિએ ધીરતાએ ધારણાએ વિચારણાએ

वर्द्धमानया करोमि कायोत्सर्गम्

**वड्ढमाणीए ठामि काउस्सग्गं ।**

વધતી જતી કરું છું કાઉસ્સગ્ગ

અર્થ—(કાઉસ્સગ્ગ ગમે તેમ કર્યો હોય તો તેથી ઇષ્ટ ફળ ન મળે [તે] માટે) વધતી જતી શ્રદ્ધાથી, (નિર્મળ) બુદ્ધિપૂર્વક, (ચિત્તની સ્વસ્થતારૂપ) વડે, ધારણાપૂર્વક અને વિચારણાપૂર્વક હુ કાઉસ્સગ્ગ કરું છું

---

# सामायिक सूत्र

करोमि भदन्त! सामायिक। सावद्य योग प्रत्याख्यामि
**करेमि भंते! सामाइयं। सावज्जं जोगं पच्चक्खामि**
કરુ છુ હે પ્રભુ! [1]સામાયિક પાપવાળી ક્રિયા પ્રત્યાખ્યાન કરુ છુ

यावत् नियम पर्युपासे
**जाव नियमं पज्जुवासामि।**
જ્યા સુધી નિયમ સેવુ

**અર્થ**—હે પ્રભુ! હુ સામાયિક કરુ છુ અને જ્યા સુધી તે નિયમનુ સેવન કરુ ત્યા સુધી પાપવાળી ક્રિયાનુ પ્રત્યાખ્યાન કરુ છુ (એટલે કે એવી ક્રિયાનો નિષેધ કરુ છુ)

द्विविध त्रिविधेन मनसा वाचा कायेन न करोमि न कारयामि
**दुविहं तिविहेणं मणेणं वायाए काएणं न करेमि न कारवेमि**
બે પ્રકારે ત્રણ પ્રકારે મનથી વચનથી શરીરથી નહિ કરુ નહિ કરાવુ

त भदन्त! प्रतिक्रमामि निन्दामि गर्हे आत्मान व्युत्सृजामि
**[2]तस्स भंते! पडिक्कमामि निंदामि गरिहामि अप्पाणं वोसिरामि।**
તેને હે પ્રભુ! પ્રતિક્રમુ છુ નિંદુ છુ વિશેષ નિંદુ છુ આત્માને ત્યજુ છુ

**અર્થ**—બે જાતના (કરણ) ને ત્રણ જાતના (જોગ)થી મન, વચન અને કાયા (એ ત્રણ પ્રકાર) વડે (પ્રાપ્ત કાર્ય) ન કરુ અને ન કરાવુ હે પ્રભુ! હુ તે (કરેલા) અપરાધને પ્રતિક્રમુ છુ, આત્માની સાક્ષીએ નિંદુ છુ, (ગુરુની સાક્ષીએ) વિશેષ નિંદુ છુ અને આત્માને ત્યજુ છુ

---

૧ (અ) રાગ અને દ્વેષના અભાવપણાનો લાભ, (આ) બધા જીવોને મિત્ર ગણવારૂપ સમાન ભાવનો લાભ અને (ઇ) જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ ગુણનો લાભ એમ સામાયિકના ત્રિવિધ અર્થ થાય છે ૨ અહીં છઠ્ઠી વિભક્તિ બીજીના અર્થમા વપરાયેલી છે

# सामाइयवयजुत्तो

सामायिकव्रतयुक्त यावत् मनसि भवति नियमसंयुक्त ।

**सामाइयवयजुत्तो, जाव मणे होइ नियमसंजुत्तो ।**

સામાયિકરૂપ વ્રતથી યુક્ત જ્યાં સુધી મનમાં હોય નિયમ સહિત

छिनत्ति अशुभं कर्म सामायिकं यावतो वारान्

**छिन्नइ असुहं कम्मं, सामाइय जत्तिआ वारा ॥ १ ॥**

છેદે અશુભ કર્મ સામાયિક જેટલી વાર

અર્થ—જ્યાં સુધી (શ્રાવક) સામાયિકરૂપ વ્રતથી યુક્ત હોય મનમાં તે નિયમથી સંયુક્ત હોય ત્યાં સુધી તે જેટલી વાર સામાયિક કરે (તેટલી વાર) અશુભ કર્મને છેદે

सामायिके तु कृते श्रमण इव श्रावक भवति यस्मात्

**सामाइयम्मि उ कए, समणो इव सावओ हवइ जम्हा ।**

સામાયિક વળી કરતાં સાધુ પેઠે શ્રાવક હોય જેથી

एतेन कारणेन बहुश सामायिकं कुर्यात्

**एएण कारणेण, बहुसो सामाइयं कुज्जा ॥ २ ॥**

એ કારણથી ઘણી વાર સામાયિક કરે

અર્થ—વળી સામાયિક કરતાં જે (કારણ)થી શ્રાવક સાધુ સમાન બને છે, તે કારણથી (તત્ત્વના જાણનાર) બહુ વાર સામાયિક કરે

# जीवविचारनी केटलीक गाथाओ

जीवा मुक्ता ससारिण च त्रसा स्थावरा च ससारिण
**जीवा मुत्ता संसारिणो य तस थावरा च संसारी ।**
જીવો મુક્ત સસારી અને ત્રસ સ્થાવર અને સસારી

पृथ्वी–जल–ज्वलन–वायु–वनसतय स्थावरा ज्ञेया
**पुढवी-जल-जलण-वाउ-वणस्सइ थावरा नेया ॥ २ ॥**
પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ અને વનસ્પતિ સ્થાવર જાણવા

અર્થ—જીવો(ના) મુક્ત અને સસારી (એમ બે પ્રકારો પડે) છે વળી સસારી (જીવોના) ત્રસ અને સ્થાવર (એમ બે ભેદો પડે) છે પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ અને વનસ્પતિ એ સ્થાવર (જીવ) જાણવા

स्फटिक–मणि– रत्न– विद्रुम– हिङ्गुल– हरिताल– मन शिला–रसेन्द्रा
**फलिह-मणि-रयण-विद्दुम-हिंगुल-हरियाल-मणसिल-रसिंदा ।**
સ્ફટિક, મણિ, રત્ન, પરવાળુ, હિંગળોક, હડતાલ, [1]મણશિલ અને પારો

कनकादिधातव खटिका वर्णिका च अरणेटक पलेवक
**कणगाऽधाउ सेटी वन्नि य अरणेट्टय पलेवा ॥ ३ ॥**
સોનું વગેરે ધાતુઓ ખડી રાતી માટી અને [2]અરણેટ્ટક [3]પલેવક

अभ्रक तूरी ऊष मृत्तिकापाषाणजातय अनेका·
**अब्भय तूरी ऊसं मट्टीपाहाणजाइओ णेगा ।**
અબરખ [4]તૂરી [5]ઊખર માટી અને પત્થરની જાતો અનેક

सौवीराञ्जन लवणादय· पृथ्वीभेदादय इत्यादय
**सोवीरंजण लूणाइ पुहविभेयाइ इच्चाई ॥ ४ ॥**
[6]સૌવીર અજન લવણ વગેરે પૃથ્વીના ભેદ ઇત્યાદિ

---

૧ એક જાતનો ખનિજ પદાર્થ  ૨ પત્થરના ટુકડા સાથે મળેલી ધોળી માટી  ૩ એક જાતનો પત્થર  ૪ વસ્ત્રને પાસ દેવા માટે વપરાતી એક જાતની માટી  ૫ જે ભૂમિમા કઇ અનાજ પાકે નહિ તેવી ભૂમિ  ૬ ધોળો, કાળો વગેરે સુરમો

અર્થ—સ્ફટિક, મણિ, રત્ન, પરવાળું, હિંગળોક, હડતાળ, મણસિલ અને પારો તથા સોનુ વગેરે ધાતુઓ, ખડી, રતી માટી, અરણેટક અને પલેવક તેમજ અબરખ, તૂરી, ઊખર માટી અને પત્થરની અનેક જાતો તથા સૌવીર અંજન, લવણ વગેરે પૃથ્વી(કાય)ના ભેદ છે

भौमम् आन्तरिक्षम् उदक अवश्याय हिम करक हरितनु महिका

भोमंतरिक्खमुदग ओसा हिम करग हरितणु महिया ।

[1]ભૂમિનુ અંતરિક્ષનુ જળ ઝાકળ બરફ કરા [2]હરિતનુ [4]મહિકા

भवन्ति घनोदध्यादय भेदा अनेके च अप

हुंति घणोदहिमाइ भेआ णेगा य आउस्स ॥ ५ ॥

છે [5]ઘનોદધિ વગેરે પ્રકારો અનેક અને જળના

અર્થ—ભૂમિનુ અને અંતરિક્ષનુ જળ, ઝાકળ, બરફ, કરા, હરિતનુ, મહિકા, ઘનોદધિ વગેરે જળ(કાય)ના અનેક પ્રકારો છે

अङ्गार-ज्वाला- मुर्मुर- उल्का-ऽशनि- कणक- विद्युदादय

इंगाल-जाल- मुम्मुर- उक्कासणी कणग- विज्जुमाईया ।

અંગારો, જ્વાળા, છાણાનો અગ્નિ, [6]ઉલ્કા, [7]અશનિ, [8]કણક, વીજળી વગેરે

अग्निजीवाना भेदा ज्ञातव्या निपुणबुद्ध्या

अगणिजीयाण भेया नायव्वा निउणबुद्धिए ॥ ६ ॥

અગ્નિજીવોના ભેદો જાણવા કુશળ બુદ્ધિ વડે

અર્થ—અંગારો, જ્વાળા, છાણાનો અગ્નિ, ઉલ્કા, અશનિ, કણક, વીજળી વગેરે અગ્નિ(કાય) જીવોના ભેદો કુશળ બુદ્ધિ વડે જાણવા

---

૧ કૂવા, વાવ, તળાવ વગેરેનુ
૨ વરસાદનુ ૩ ઉગેલા ઘાસ, દાભ વગેરેના અગ્ર ભાગ ઉપર જામેલુ જળ
૪ ધૂમસનુ જળ ૫ પૃથ્વીના આધાર રૂપ જળનો પિંડ
૬ આકાશમાથી વિવિધ આકારવાળી રેખારૂપે પડતો અગ્નિ
૭ આકાશમાથી પૃથ્વી ઉપર પડતા અગ્નિના તણખા
૮ આકાશમાથી તારાની જેમ કણિયારૂપે પડતો અગ્નિ

उद्भ्रामक उत्कलिका मण्डली महा-शुद्ध-गुञ्जवाता च

**उब्भामग उक्कलिया मण्डली मह-सुद्ध-गुंजवाया य ।**

[1]ઉદ્ભ્રામક [2]ઉત્કલિકા [3]મંડલી [4]મહાવાયુ, [5]શુદ્ધવાયુ ને [6]ગુંજવાયુ ને

घनतनुवातादय भेदा खलु वायुकायस्य

**घणतणुवायाईया भेया खलु वाउकायस्स ॥ ७ ॥**

[7]ઘનવાત, [8]તનુવાત, વગેરે પ્રકારો નક્કી વાયુકાયના

અર્થ—ઉદ્ભ્રામક, ઉત્કલિકા, મંડલી, મહાવાયુ, શુદ્ધવાયુ અને ગુંજવાયુ તેમજ ઘનવાત, તનુવાત વગેરે નક્કી વાયુકાયના પ્રકારો છે

पञ्चेन्द्रिया च चतुर्धा नारक- तिर्यङ्- मनुष्य- देवा च

**पंचिंदिया य चउहा नारय-तिरिया-मणुस्स-देवा य ।**

પંચેન્દ્રિય અને ચાર પ્રકારે નારક, તિર્યંચ મનુષ્ય ને દેવ અને

नैरयिका सप्तविधा ज्ञातव्या पृथ्वीभेदेन

**नेरइया सत्तविहा नायव्वा पुढविभेएणं ॥ १९ ॥**

નારકો સાત પ્રકારના જાણવા પૃથ્વીના પ્રકાર અનુસાર

અર્થ—પંચેન્દ્રિય (જીવો) નારક, તિર્યંચ, મનુષ્ય ને દેવ એમ ચાર પ્રકારે (જાણવા અને) નારકો પૃથ્વીના પ્રકાર અનુસાર સાત પ્રકારના જાણવા

जलचर- स्थलचर- खचरा त्रिविधा पञ्चेन्द्रिया तिर्यञ्च च

**जलयर-थलयर खयरा तिविहा पंचेंदिया तिरिक्खा य ।**

જળચર, [1]સ્થળચર ને ખેચર ત્રણ જાતના પંચેન્દ્રિય તિર્યંચ અને

---

૧ ધાસ વગેરેને આકાશમા ઊંચે ભમાડતો વાયુ
૨ જે રહી રહીને વાય અને જેનાથી ધૂળમા રેખા પડે તેવો વાયુ
૩ જે પાદડા વગેરેને મંડલાકારે ભમાવે તે વાયુ
૪ ઘણો જોરથી ફુંકાતો પવન
૫ મંદ મંદ વાતો પવન
૬ ગુંજારવ કરતો પવન
૭ જામેલા ઘી જેવો અને ઘનોદધિ વગેરેના આધારરૂપ વાયુ
૮ તપાવેલા ઘીના જેવો અને ઘનવાતના આધારરૂપ વાયુ

शिशुमार- मत्स्य-कच्छप-ग्राह्य मकरादय जलचारिण
**सुसुमार-मच्छ कच्छव गाहा मगराइ जलचारी ॥ २०॥**
શિશુમાર, માછલું, કાચબો, ગ્રાહ, મગર વગેરે જળચર

અર્થ—પંચેન્દ્રિય તિર્યંચ (જીવો) જળચર, સ્થળચર અને ખેચર એમ ત્રણ જાતના છે (તેમાં) [1]શિશુમાર, માછલું, કાચબો, ગ્રાહ, મગર વગેરે જળચર છે

चतुष्पदा उरःपरिसर्पा भुजपरिसर्पा च स्थलचरा त्रिविधा
**चउपय उरपरिसप्पा भुयपरिसप्पा य थलयरा तिविहा ।**
ચોપગા [2]ઉરપરિસર્પો [3]ભુજપરિસર્પો અને સ્થળચરો ત્રણ જાતના

गो-सर्प-नकुलप्रमुखा बोद्धव्या ते समासेन
**गो-सप्प-नउलपमुहा बोद्धवा ते समासेण ॥ २१ ॥**
પશુ, સાપ, નકુળ વગેરે જાણવા તે સંક્ષેપથી

અર્થ—ચોપગા, ઉરપરિસર્પો અને ભુજપરિસર્પો (એમ) સ્થળચરો ત્રણ જાતના (જાણવા) તે (ચોપગા વગેરે જીવો) પશુ વગેરે, સાપ વગેરે અને નોળિયા વગેરે (એમ) અનુક્રમે સંક્ષેપથી જાણવા

खचरा रोमजपक्षिण चर्मजपक्षिण च प्रकटा चैव
**खयरा रोमयपक्खी चम्मयपक्खी य पायडा चेव ।**
ખેચર [4]રોમજપક્ષી [5]ચર્મજપક્ષી ને પ્રગટ જ

नरलोकात् बहि समुद्गपक्षिण च विततपक्षिण
**नरलोगाओ बाहिं समुग्गपक्खी य वियपक्खी ॥ २२ ॥**
મનુષ્યલોકની બહાર [6]સમુદ્ગપક્ષી [7]વિતતપક્ષી

અર્થ—ખેચર(ના) રોમજપક્ષી અને ચર્મજપક્ષી (એ બે ભેદો) પ્રગટ જ છે મનુષ્યલોકની બહાર સમુદ્ગપક્ષી અને વિતતપક્ષી છે

---

૧ પાડા જેવા માછલા ૨ પેટે ચાલનારા ૩ ભુજા વડે ચાલનારા ૪ રુવાટીથી થયેલી પાંખવાળા પક્ષી જેમકે પોપટ, હંસ, સારસ વગેરે. ૫ ચામડાથી થયેલી પાંખવાળા પક્ષી જેમકે વડવાગુલ (વડવાદની) ચામાચિડિયું વગેરે ૬ દાબડાની જેમ બીડાયેલી પાંખવાળા. ૭ વિસ્તારી પાંખવાળા